દીવાને અજવાળે અને ઉઘાડે મોઢે વાંચવી નહિ.

# શ્રાવકની આલોયણા.

## ( ઉપદેશી સજ્ઝાયો સાથે ).




સંશોધક

**મોતીલાલ મનસુખરામ શાહ.**

સદુપદેશમાળા ' ' ગ નાબ્દાર્ગ ભાગ ', પ્રાણી
હિંસા અને પ્રાણી બચાવ નિષેધક' વગેરેના કર્તા.

અમદાવાદ.


---


આ ત્રીજી આવૃત્તિ

**ગ્રંથકર્તાની મંજુરીથી**

વિનામૂલ્ય વહેંચવા માટે પ્રસિદ્ધકર્તા.

**શાહ ચાંપશી ભારા.**

કચ્છ--દેસલપુર.

---

ઇ. [illegible] ૧૯૧૨. મૂલ્ય સદુપયોગ.

**પ્રત ૨૦૦૦**

અમદાવાદ--શ્રી ભારતબંધુ પ્રીન્ટીંગ વર્કસમાં વાડીલાલ મોતીલાલ શાહે છાપ્યા.

# પ્રસ્તાવના.

---

આપણો જીવ, પૂર્વે કરેલા અનંત ભવના કુટુંબ સંબંધ, દેહ સંબંધ, પરિગ્રહ સંબંધ વોસરાવ્યા વીના આવ્યો છે; તથા લક્ષ-ચોરાશી જીવાજોનીને હણી હોય-બાધા પીડા ઉપજાવી હોય તેની માફી માગ્યા વીના આવ્યો છે. તેમજ આ મનુષ્યભવે પણ લક્ષ-ચોરાશી જીવાજોનીને હણી હોય, અનેક પ્રકારે બાધા પીડા ઉપજાવી હોય તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ માંહી અતિચારાદિ દોષ લાગ્યા હોય તેનાથી નિવર્ત્યો નથી. માટે આ સર્વ દોષોની આલો-યણા કરવી એ દરેક જૈન ધર્મીનું મૂખ્ય કર્ત્તવ્ય છે. આવી આત્મા શુદ્ધ કરવાની રૂડી તક એટલે મનુષ્યભવ ફરી મળવો દુર્લભ છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કેઃ—

**दुल्लहे खलु माणुसे भवे । चिर् कालेगवि सव्व पाणिणं ॥**

**गाढाय विवाग कम्मुणा । समयं गोयम मा पमायए ॥**

**અર્થઃ**—ગાઢાં કર્મ વિપાકના લીધે સઘળા અપુન્યવંત પ્રાણીને ઘણા કાળ સૂધી મનુષ્યનો ભવ પામવો દુર્લભ છે; માટે હે ગૌતમ! ધર્મના કાર્યમાં સમય માત્રનો પણ પ્રમાદ ન કરવો.

માટે સર્વ શ્રાવક-શ્રાવિકાઓએ સાવધ થઇ આ આલોયણા દર વર્ષે સંવત્સરીના દિવસે અવશ્ય એકવખત તો સાધુજી--સાધ્વીજી પાસે વંચાવી સાંભળી લાગેલા દોષોનું પ્રાયશ્ચિત લેવું જોઇએ. કદાપિ સાધુજી-સાધ્વીજીની જોગવાઇ ન મળે તો કોઇ વડેરા શ્રાવક પાસે વંચાવવી અગર પોતાની મેળે વાંચવી જોઇએ. અને મરણાંત ( મરણ+અંત ) વખતે તો અવસ્ય સાધુજી- સાધ્વીજી પાસે વંચાવી પોતાના સર્વ પરિગ્રહ તથા પોતાની કાયા ઉપરથી મોહ ઉતારી તેને વોસરાવવાં ( તજવાં ) જોઇએ, તથા તેમાં લખ્યા પ્રમાણે પચ્ચખાણ કરવાં જોઇએ; જેથી ક્રિયા ચાલી આવે નહિ.

# શ્રાવકની આલોયણા.



શ્રીવિતરાગાયનમ: શ્રી સુશ્રાવકને સઘળાં પાતિક ટાળવાને અર્થે મરણ પર્યંત જ્ઞાન, [1]દર્શન, ચારિત્ર, તપમાંહી અતિચારાદિ દુષ્ટ દોષ લાગવે કરી કોઇ [2]મૂળગુણ--ઉત્તરગુણની વિરાધના થઇ હોય તે અનંત સિદ્ધ કેવળીની સાખે, ગુરૂની સાખે, આત્માની સાખે આળોવું છું.

શ્રી નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવઝ્ઝાયાણં, નમો લોએ સવ્વ સાહૂણં. પછી ચત્તારિમંગળં કહેવું. પ્રથમ જીવને વિચારવું જે-મારો આત્મા અનાદિ કાળનો સંસાર માંહી નૃતકાર નટુઆની પેરે અનેક રૂપે અનેક છાંદે પ્રવર્ત્યો; એમ અનંત કોટાનકોટી ભવ થયા પરંતુ જન્મ, જરા, મરણરૂપ મહાવેદના-દુ:ખનો પાર આવ્યો નહિ. વળી હે આત્મન્ ! તેં ત્રસ--સ્થાવર મધ્યે રહ્યા થકાં સ્ત્રી-પુરૂષ--નપુંસકપણે, સધન-નિર્ધનપણે, ઉંચ--નીચપણે, સુભાગી--દુર્ભાગીપણે, પશુ--પંખીપણે, સુરૂપ--કુરૂપપણે, રંક--રાજાપણે, દેવ--દેવીપણે, નર્ક--નિગોદપણે, સઘળા જીવ સાથે સગપણ નિપજાવ્યાં; સંબંધ કર્યા. જેવાકે:—માતાપણે, પિતાપણે, ભાઇપણે, બેનપણે, સ્રીપણે, સ્વામીપણે, પુત્રપણે, પુત્રીપણે, દાસપણે, મિત્રપણે, શત્રુપણે, અનંતી વાર અવતાર કર્યા. અને એ મારો શત્રુ, એ મારો મિત્ર, એમ મમત્વ ભાવે ચૌદ રાજલોકનાં સ્થાનક અનંત પુદ્દગળ પરાવર્તને કરી પરિભ્રમણ

---

1. સમકીત. 2 પાંચ મહાવ્રત એ મુળગુણ અને બાકીનાં બધાંવ્રતો ઉત્તરગુણ.

કરતાં સ્પર્શી આવ્યો પણ સમકીત વિના કાંઇ ગરજ સરી નહિ. માટે હે આત્મન્ ! હમણાં તુજને પૂર્વ ભવના પુન્યોદયે અને શ્રી ગુરૂદેવની કૃપાવડે શ્રી જીનેંદ્રનો ધર્મ મળેલો છે તેથી પ્રમાદ, ગાફલપણું છોડી તું તારૂં આત્મસાર્થક કર; કારણ કે એ વિત્તરાગનો ધર્મ, શ્રધા, પરૂપણા અને સ્પર્શના ની જોગવાઈ ફરી મળવી દુલ્લભ છે. અને એ સંસારી સંબંધ માત, પિતા, ભાઇ, બેન, પુત્ર, સ્ત્રી, દાસ, દાસી, મિત્ર, સસરાદિક જ્યારે તને મસ્તકાદિકની પીડા, જવર, શૂળાદિક રોગ ઉપજે તે વારે તે રોગોથી મૂકાવવા તેઓ સમર્થ નથી. તથા મરણ આવ્યે તારૂં કોઈ શરણ નથી. એવો માયા--કલ્પિત સંબંધ જાણી તેનાપર મૂર્છાભાવ ન રાખવો. તથા ક્ષેત્ર, ઘર, રૂપું, સોનું, ગાય, ભેંસ, બકરી, બળદ, થાળી, કચોળાં, કળસ, કરંડિયા, પુષ્કળ ધન--કણ, રત્ન, મણી, મોતી, શંખ, શીલા, પરવાળાં ઇત્યાદિક તે પણ તારૂં કોઈ શરણ નથી. વળી આરંભ ને પરિગ્રહ થોડો ને ઘણો, સચેત ને અચેત, હળવો ને ભારે, સુક્ષ્મ ને બાદર, [1]અભ્યંતર ને બાહ્ય--તે મહા દુઃખકારી, મહા અનર્થકારી, મહા પાપનું મૂળ, મહા દુર્ગતિનો વધારણહાર, મહા કામ—ક્રોધ-માન—માયા--લોભ કષાયનો સ્વામી, મહા અજ્ઞાની, મોહ--મચ્છર—રાગ--દ્વેષનું મૂળ, દસ વિધ જતિ ધર્મ રૂપ કલ્પવૃક્ષ તેનો દાવાનળ, મહા ન્યાય--ક્રિયા--ક્ષમા--સતોષનો નસાડણહારો.

---

૧ ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ--ષટ્ શત્રુએ અભ્યંતર [ ભાવ ] પરિગ્રહ છે અને ઘર, વાડી, પૈસા, આભુષણ વીગરે બાહ્ય ( દ્રવ્ય ) પરિગ્રહ છે.

મહા બોધબીજ સમકીતનો ફેડણહારો, મહા સંજમ--સંવર--બ્રહ્મચર્યની ઘાતનો કરણહારો; મહા જન્મ-જરા--મરણ--ભયનો દેણહારો, મહા મોક્ષ માર્ગના વિઘ્નનો કરણહારો, કડવાં કર્મ વપાક ફળનો દેણહારો, મહા અનંત સંસારનો વધારણહારો, મહા પાપી, પાંચ ઇંદ્રીના તેવીશ વિષય[1] રૂપ વૈરી તેનો પોષણહારો, મહા ચિંતા--સોગ સાગરનો વધારણ હારો, મહા અનંત તૃષ્ણા--વિષય વેલનો સીંચણહારો, મહા કૂડ કપટનો નગર, મહા [2] વહ--બંધ—કળેશનો આગાર, મહા ગારવ, ચોગતિ કર્મ બંધનો [3] મદાર, મહા મંદ બુદ્ધિનો આદર, સર્વ સાધ નિર્ગ્રંથનો નિંદનીક, સર્વ જીવ લોકના વિષે એ સરખો બીજો કોઇ નથી, મોહ પાસ પ્રતિબંધ, ઇહ લોક—પરલોક સુખ રહિત, [4] પાંચ આશ્રવનો [5] આગાર, મહા અનંત દારૂણ--કરકસ-કઠોર દુઃખ, અશાતા, ભયનો દેણહારો, અસાસ્વતો, અત્રાણ, અશર્ણ, ઇત્યાદિક દુઃખનો કારણીક જાણી એની વાંચ્છા છાંડવી.

વળી આ **ઉદારિક શરીર** મળમૂત્રનું ભાજન, ચામડીએ વીંટયા હાડકાનું પીંજર, ફૂટેલા હાંલ્લા સરખું, અશુચી અને દુઃખનું સ્થાનક. જુના-કોહેલા વસ્ત્ર સરખું, કૃમિયાદિક જીવની

1 (1) શ્રોતેંદ્રીના 3 વિષય—સચેત, અચેત, મિશ્ર; (2) ચક્ષુ ઇંદ્રિના 5 વિષય—કાળો, લીલો, રાતો, પીળો, ધોળો; (3) ધ્રાણેંદ્રિના 2 વિષય—સુર્ભિગંધ, દુર્ભિગંધ; (4) રસેંદ્રિના (5) વિષય—તીખો, કડવો, કસાયલો, ખાટો, મીઠો; (5) સ્પર્શેંદ્રિના 8 વિષય—હળવો, ભારે, સુંવાળો, ખરખરો, ટાઢો, ઉનો, લુખો, ચોપડો. 2 વધ કરવો, મારવું. 3 મદારી હશે? 4 પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ. 5 ઘર.

કોથળી, પીત પ્રકોપ–વાયુપ્રકોપ–શ્લેશ્મ, સન્નિપાત, વ્યાધિ-પ્રકોપ વેદનાએ પીડયું, મહા માઠે રોગે તથા જરાએ કરી જીર્ણ; વળી વિશેષે સ્ત્રીનું શરીર તો દેખતાંજ લજ્જામણું, સદાકાળ દુર્ગંધવાળું, અપત્ર, અશુચીવાળું, અપવિત્ર, મળમૂત્રનું ઘર, એવું શરીર જાણી એ ભાજનથી મોહ ઉતારી, પોતાનું સ્વરૂપ નિર્વિકલ્પ, સર્વ વિકારથી વેગળું જાણી જે મહાપુરૂષ નિર્મળ પંચ મહાવ્રત ધારણ કરે તેને ધન્ય! તથા મૂળ ગુણ–ઉત્તરગુણ ધારી શ્રાવક–જેઓ શીયલવંત, સત્યવાદી, ન્યાયવંત, નીતિવંત, ક્ષમાવંત, ધૈર્યવંત, પાપ ભીરૂ, લજ્જાવંત, શીતળ વાણી વદનાર, ગુણગ્રાહી, પરદુઃખ ભંજન, દાતા, પુન્યાત્મા, વનિત, કલ્યાણ બુદ્ધિ–ઉપગાર બુદ્ધિવાળા, દીપક સમાન, ગંભીર નમણા[1], ખમણા[2], સરળ સ્વભાવિક, વાછલ્યકારી[3] તથા ચતુર્વિધ સંઘના અનુચર[4] છે એવા શ્રાવકને ધન્ય છે!

હું અભાગી, દુષ્ટ, ખોટબુદ્ધિનો ધણી, નીચ, છિદ્રગ્રાહી, અવગુણગ્રાહી, હઠીલો, વ્યસની, અલ્પ બુદ્ધિવંત, નિર્દય, આશા–ગુલામ, વિષય ભિખારી, ગુણનો દ્વેષી, અવગુણનો પ્રેમી, આપ-મતલબી, વિષય લાલચી, રસલંપટ, નિર્લજ, દુષ્ટાત્મા, ગર્ધવ (ગધેડા) તુલ્ય, ગુણચોર, વિશ્વાસઘાતી, સ્વામી દ્રોહી, પાપી, આત્મઘાતી, કલેષી, મમત્વી, અવગુણ ભંડાર, સ્વછંદ વિહારી, જન્મોજન્મ આત્મકાર્ય વીણસાડી અવળે માર્ગે ચાલ્યો તે માટે આજ પરમ શુભ શ્રીવિતરાગનો માર્ગ પામી, સકળ સંબંધ જૂઠો અને અસ્થિર જાણી, પાપથી પાછાં પગલાં ભરી, આત્મા-

---

૧ નમ્રતાવાળા. ૨ ક્ષમા ગુણવાળા. ૩ સ્વધર્મીના વિનય, ભક્તિ વીગરે કરનાર. ૪ શેવક.

ને વિશુદ્ધ કરવા ભણી, સંભારી સંભારી, વિચારી વિચારી, ધારી ધારી, સર્વે દોષ નિવારૂં છું:—

મારા જીવે ખાટકી, ચડીમાર, મચ્છીમાર, ધીવર, કોળી, ભીલ એ અનાર્ય ભવના વિષે જીવહિંસા કરી-કરાવી હોય; કાજી, મુલ્લાંના ભવે મંત્ર પઢયા હોય, જીવ માર્યા હોય: કોટવાળના ભવે બંધીવાનને બંધીખાને નાખ્યા હોય, ભૂખે માર્યા હોય, શુળીએ દીધા હોય; પરમાધામીના ભવે નારકીને માર માર્યા હોય; કુંભારના ભવે નીંભા પચાવ્યા (પકાવ્યા) હોય; તેલી (ઘાંચી)ના ભવે તલ પીલ્યા હોય; હાળી (ખેડુત)ના ભવે હળ ખેડયાં હોય, પૃથ્વી ખોદી હોય, બળદને ભૂખે માર્યા હોય, સૂડ-નિંદણ કઢાવ્યાં હોય; શેલડીના વાઢ પીલાવ્યા હોય, કપાસ લોઢાવ્યા હોય; માળીના ભવે રોપ રોપાવ્યા હોય, ફૂલ તોડયાં હોય; રંગારાના ભવે રંગણપાસ, અગ્નિના આરંભ કીધા હોય; લોઢા--ત્રાંબાની ધાતુની ખાણ ખણાવી હોય, ધાતુર્વાદીના કસબ કર્યા હોય; હિંસક જીવ જેવા કે--સકરા, સમળી, વાઘ, ચિત્તા, શ્વાન, મંજાર, સર્પ, ગરોળી ઈત્યાદિકના ભવના વિષે જીવહિંસા કરી હોય: સૂયાણીના ભવે સુવાવડ કર્મ આચર્યા હોય, ગર્ભ ગળાવ્યા હોય; વહાલાના વિયોગ પાડયા હોય; સાધુ--શ્રાવકનાં વ્રત લેઈને ભાગ્યાં હોય; મુળગુણ-ઉત્તરગુણ વિરાધ્યા હોય; ઈત્યાદિક ક્રોધે, માને, માયાએ, લોભે, લાલચે, હાસ્યે કરી, કદાગ્રહે કરી, હઠ-પ્રમાદે કરી, જન્મોજન્મ પાપકર્મ ઉપરાજ્યાં હોય તે સર્વે આત્માની સાખે, સિદ્ધની સાખે, ગુરૂની સાખે મારે તસ્સમિચ્છામી દુક્કડં. (નિષ્ફળ હોજયો.)

હવે મારા તરણુ તારણુ–અધમ ઉધારણુ–ભવદુઃખ ભંજન–એકાંત હિતના કરણહારા **ધર્મગુરૂ, ધર્માચાર્યજી**એ—મુજને ન્યાલ કરવાને મહેરબાન થઇને મુજ અપરાધીને સુકૃત કમાણી-રૂપ પુંજી સબળ સંવરકરણી બતાવી પણ મારી સમજણ માફક છતી શકિત પ્રમાણે મૂળગુણ–ઉત્તરગુણ- વ્રત--પચ્ચખાણ—નિયમની મર્યાદા કરી છે તે પંચ આચાર સંબંધી જે કોઇ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર દોષ લાગ્યો હોય તે આળોવું છું:—

હવે આંહીંઆં સાત સુત્રો ક્ષેત્ર વિશુદ્ધના કહેવા તેની વિગતઃ—નમો અરિહંતાણં એ પાંચ પદ કહેવાં; તિખ્ખુત્તો આયાહિણં, પયાહિણં, વંદામિ, નમંસામિ, સકારેમિ, સમાણેમિ, કલ્લાણં, મંગળં, દેવઇયં, ચેઇયં, પજ્જુવાસામિ; પછી ઇરિયાવહિનો પાઠ કહેવો; પછી તરસઉત્તરીનો પાઠ કહેવો; પછી ઇરિયાવહીનો કાઉસ્સગ કરવો તથા કરાવવો; પછી લોગસ્સનો પાઠ કરવો. પછી નમોથ્થુણં, અરિહંતાણં, ભગવંતાણં, જાવસંપત્તાણં, (૧) બીજુ નમોથ્થુણં જયવંતા વિહરમાન ભગવતને કહેવું. નમોથ્થુણં, જાવ સંપાવિઉ કામસ્સ (૨). ત્રીજું નમોથ્થુણં પોતાના ધર્માચાર્યને કહેવું પછી આલોયણા કરવી--કરાવવી. પ્રથમ **શ્રી** કેવળી ભાષિત **આગમ સૂત્ર જ્ઞાનાદિક**ના વિષે જંવાયંદ્ધં, ઇત્યાદિક અતિચાર દોષ લાગ્યાં તે આળોવુંછું:—

આઘાં પાછાં સૂત્ર ભણવે કરી (૧), ઉપયોગ રહિત સૂત્ર ભણવે કરી (૨), હીણ અક્ષર ભણવે કરી (૩), અધિક અક્ષર

ભણવે કરી (૪), પદ હીણું ભણવે કરી (૫), વિનય રહિત ભણવે કરી (૬) જોગ હીણપણે ભણવે કરી (૭) શુદ્ધ ઉચ્ચાર રહિત ભણવે કરી (૮), અવનિતને સૂત્ર ભણાવવે કરી (૯), પ્રમાદપણે ભણવે કરી (૧૦), ચાર[1] અકાળે સૂત્રની સઝાય કરવે કરી (૧૧), ચાર કાળે સૂત્રની સઝાય અણ કરવે કરી (૧૨), ઉદારિકાદિક[2] અસઝાયે સઝાય કરવે કરી [૧૩], સઝાય વખત સઝાય અણ કરવે કરી (૧૪), એ ચૌદ અતિચાર માંહેલો જે કોઇ અતિચાર સેવ્યો હોય, સેવરાવ્યો હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યો હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવતની સાખે મિચ્છામી દુકકડં.** તથા જ્ઞાનવંત પુરૂષના અવર્ણવાદ[3] બોલ્યા હોય, જ્ઞાની સાથે ખોટા વિવાદ-ઝગડા કર્યા હોય, [4]પાઉસભાવ ધર્યો હોય, તથા તેના ખોટા વાંક દીઠા હોય, ઉપગાર ઓળવ્યા હોય, જ્ઞાન ભણતાને અંતરાય પાડી હોય, જ્ઞાનાવર્ણી કર્મ બંધાય એવાં આચરણ આચર્યા હોય; તથા પોતાની હઠે, કદાગ્રહે, વંકાઇપણે, ધિઠાઇપણે, અસમજણપણે, દુષ્ટબુદ્ધિએ કોઇ સિદ્ધાંત વચન ઉથાપ્યું હોય, વિપરીતપણે પરૂપ્યું હોય, સિદ્ધાંત વચનની ઉપહાસ્યાદિ અવહેલણા કરી હોય; ઈત્યાદિક અવિનય, [5]અશાતના, અભક્તિ થઇ હોય, મને કરી, વચને કરી, કાયાએ કરી, જાણપણે, અજાણપણે, આકુટી, અણાકુટી, દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી, દેશથી, સર્વથી વિરાધના કરી હોય, દિવસ સંબંધી, રાત્રિ સંબંધી, અપરાધ કર્યો હોય,

૧ સવાર, બપોર, સાંજ અને મધ્યરાત્રિ. ૨ અશુદ્ધ જગોએ. ૩ ભુંડાબોલ. ૪ દ્વેષભાવ. ૫ અશાન્તિ.

કરાવ્યો હોય, અનુમોદ્યો હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવતની સાખે મિચ્છામિ દુક્કડં.**

હવે શ્રી **જૈન**માર્ગની શ્રદ્ધા સ્વરૂપ **સમકીતના** વિષે શંકાદિ અતિચાર દોષ લાગ્યો હોય તે આળોવું છું:—

એક લસણની કળી માંહે અનંતા જીવ કહ્યા છે તે હશે કે નહિ હોય ? ઈત્યાદિક જીનવચન માંહે સંદેહ આણ્યો હોય, ખોટા માર્ગની વાંચ્છા કરી હોય, ધર્મ કર્ત્તવ્યના ફળનો સંદેહ આણ્યો હોય, મિથ્યાત્વ મતની પ્રશંસા કરી હોય, મિથ્યાત્વનો પરિચય કર્યો હોય એ પાંચ અતિચાર માંહેલો જે કોઇ અતિચાર સમકીત માંહી લાગ્યો હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવતની સાખે મિચ્છામી દુક્કડં.** તથા ધર્મ નિમિત્તે આરંભ-સમારંભ કર્યા હોય, ફૂલ ચુંટી પૂજા કરી હોય, સ્નાન કર્યા હોય, પીંપળે પાણી રેડયું હોય, દિપમાળ કરાવી હોય, બહુચરા--ભવાની- ઘોઘો--આસપાળ-હનુમાન- ગોત્રજ-ક્ષેત્ર-પાળ તેના જાગ, હુવન, હોમ, વ્રત વર્ત્તુલાં કર્યાં હોય, માન્યાં હોય; ઈત્યાદિક જે કોઇ લૌકિક મિથ્યાત સેવ્યું હોય, તથા આ લોક અર્થે દેવ--ગુરૂ--ધર્મની માનતા કરી હોય, લેવાની--ખાવાની લાલચે આઠમ પાખી પ્રમુખના ઉપવાસ કર્યા હોય, કષ્ટ પડયે તપસ્યા માની હોય, તથા તિર્થંકરને[1] દીવો દીવેટ માન્યાં હોય, [2]પાસથ્થાપડવાઇનો પરિચય કર્યો હોય, અસંજમનો ઉપદેશ દીધો હોય, એ આદિ લેઇ કોઇ લૌકિક[3] તથા લોકોત્તર[4] મિથ્યાત લાગ્યું હોય તથા સાધુને અસાધુ જાણ્યા હોય,

---

૧. કેટલીક પ્રતોમાં પ્રતિમા છે. ૨ ધર્મથી પડેલા તે. ૩ આ લોક સંબંધી. ૪ પરલોક સંબંધી.

અસાધુને સાધુ જાણ્યા હોય, ઇત્યાદિ પચીશ પ્રકારનું મિથ્યાત્વ તે માંહેલું કોઇ મિથ્યાત્વ લાગ્યું હોય તથા -અનંતાણુબંધી ક્રોધ, માન, માયા, લોભ જેથી સમકીત જાય એવું આચરણ આચર્યું હોય, સમકીતી જીવની નિંદા–હેલણા કરી હોય; સમકીતવંત તથા ધર્મી જીવ ઉપર ઇર્ષા (ઝેર–ખાર) આણ્યાં હોય, ઇત્યાદિક સમકીતના વિષે દોષ સેવ્યા હોય, સેવરાવ્યા હોય, અનુમોદ્યા હોય, દેશથી, સર્વથી, વિરાધના કરી હોય, દિવસ સંબધી, રાત્રિ સંબંધી, અપરાધ કર્યા હોય, કરાવ્યા હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવતની સાખે મિછામી દુક્કડં.**

હવે **પહેલા થુલ પ્રાણાતિપાત વેરમણ** વ્રત માંહી વધબંધાદિક મોટકા અતિચાર લાગ્યા હોય તે આળોવુંછું:— ત્રસ જીવ પ્રત્યે ગાઢાં બંધણાદિક કરવે કરી; કષાય વસ્યે અને રૌદ્ર પરિણામે [1]લાઠી પ્રમુખે ગાઢા પ્રહાર દેવે કરી; કાન વિંધન પ્રમુખ નિલંછન કરવે કરી; પશુ ઉપર અતિ ભાર ભરવે કરી; તથા દ્વિપદ--[2] ચતુષ્પદાદિકને ભાત પાણીનો અંતરાય પાડવે કરી પહેલા વ્રત માંહે અતિચાર દોષ લાગ્યો હોય તે **મિછામિ દુક્કડં.** તથા સચ્યાં ધાન્ય, ઔષધિ [3]પ્રમુખ શોધ્યા વિના વાપર્યાં હોય; નાવણ ધોવણ કરતાં, પાણી ભરતાં, વાપરતાં, ઉલેચતાં પોરા પ્રમુખની વિરાધના થઇ હોય; છાણાં--ઇંધણ અણજોયાં બાળ્યાં હોય; ચૂલા, તાવડી, સગડી અણપૂજ્યે [4]સંધરૂક્યાં હોય; સાપ, ખજુરા, વીંછી કાણી [5]દુહવ્યા હોય; જૂ, લીખ, માંકણ, જુઆ, ઇતરડી;

૧ લાકડી. ૨ બે પગાં અને ચાર પગાં ૩ વિગેરે, ઇત્યાદિ. ૪ સળગાવ્યાં. ૫ દુઃખ દીધું હોય.

ગીગોડા પ્રમુખ કોઈ જીવને તાવડે દીધા ( તડકે નાખ્યા ) હોય, શોધીને માર્ગમાં નાખ્યા હોય તથા પીલી માર્યા હોય; કીડી, મંકોડી, ઉધેઈ, ધીમેલ, કાતરા, ચૂડેલ, પતંગીઆં, અળશીયાં, ચેળ, મામણ મુંડા પ્રમુખ કોઇ જીવ હાલતાં ચાલતાં--આરંભ સમારંભ કરતાં--કામ કાજ કરતાં હણ્યાં હોય, દુહવ્યા હોય, નિર્વંશ કર્યા હોય; તથા પાંચ સ્થાવરકાયના આરંભ સમારભ કરતાં હરખ આણ્યો હોય, પોરસપણું કર્યું હોય, કૃતાર્થપણું માન્યું હોય, ખેદ ધર્યો ન હોય, દયા બુદ્ધિ આણી ન હોય; ઇત્યાદિ જન્મથી માંડી આજ પર્યંત પહેલા વ્રત માંહી દેશથી, સર્વથી, વિરાધના થઇ હોય, દિવસ સંબંધી, રાત્રિ સંબંધી, અપરાધ કર્યો હોય, કરાવ્યો હોય, અનુમોદ્યો હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવત્‌ની સાખે મિછ્છામી દુકકડં.**

**બીજા થુલ મૃખાવાદ વેરમણ** વ્રતના વિષે સહસા ભખાણે પ્રમુખ અતિચાર લાગ્યા હોય તે આળોવું છું:—સામા માણસને ધ્રાશકો પડે, ઉદ્વેગ ઉપજે, એવી સહસાતકારી, અણવિચારી ભાષા બોલવે કરી; પરની રહસ્યકારી ( છાની ) વાત પ્રગટ કરવે કરી; સ્ત્રી આદિકના મર્મ પ્રકાશવે કરી; જૂઠા ઉપદેશ દેવે કરી તથા કૂડા લેખ લખવે કરી; આજના દિવસ પર્યંત બીજા વ્રત માંહી જે કોઇ અતિચાર દોષ લાગ્યો હોય **તે અનંતા સિદ્ધ કેવળી ભગવત્‌ની સાખે મિછ્છામી દુક્કડં.** તથા કન્યા [1]આશ્રી--ગાય આશ્રી--ભોમ આશ્રી--લોલે,

---

૧ સંબંધી.

લાલચે, ક્રોધે, હાસ્યે, ભયે, માને, માયાએ કરી જૂઠું બોલાણું હોય; પારકી થાપણ ઓળવી હોય; મોટકી કૂડી સાખ પૂરી હોય; પરના અવર્ણવાદ બોલ્યા હોય; કોઇની ચાડી ચૂગલી કરી હોય; કોઇના માથે કુડું આળ ચઢાવ્યું હોય; કુટણ, પીટણ, તાડન, તરજણા, જકારમકાર, એલફેલ, કઠોર, કરકસ પ્રમુખ પરને પીડા ઉપજે એવી ભાષા બોલાણી હોય; હીંસાકારી ઉપદેશ કર્યા હોય; પોતાનો અપરાધ પરના માથે નાખ્યો હોય; ઇત્યાદિ બીજા વ્રત માંહી આજના દિવસ પર્યંત મારે દેશથી, સર્વથી વિરાધના થઇ હોય, દિવસ સંબંધી, રાત્રિ સંબંધી, અપરાધ કર્યા હોય, કરાવ્યો હોય, અનુમોદ્યો હોય, અવજ્ઞા કીધી હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં.**

હવે ત્રીજાથૂલ [1]અદિનાદાણ વેરમણ વૃત્તના વિષે તેન્નાહડે પ્રમુખ અતિચાર લાગ્યો હોય તે આળોવું છું:—પારકી ચોરાઉ જણસ લેવે કરી, ચોરને ચોરી કરવાનાં ઉપગરણાદિકની સાહ્ય કરવે કરી, રાજ્યવિરૂદ્ધ દાણચોરી પ્રમુખ કાર્ય કરવે કરી, કુડાં તોલાં—કુડાં માપ રાખી પરને ઓછું દેવે કરી તથા વસ્તુ ફેરફાર કરી એટલે સારી દેખાડી નરતી (રાશી) આપવે કરી, આજના દિવસ પર્યંત ત્રીજા વ્રત માંહે અતિચાર દોષ લાગ્યો હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે મિછ્છામી દુક્કડં**—તથા મિત્ર-

---

૧ અદત્તાદાન.

ભેદ કરી આગલાને [1]વંચ્યો હોય; ભાઇ ભત્રીજાની ધન કારણ ઘાત ચીંતવી હોય; પારકાં દાગીના તથા થાપણ ઓળવી હોય; લોભવશ્યે પારકું કામ બગાડી પોતાનું તાકયું હોય; લાંચ લેઈ તથા હુકમપણે અનીતિ કરી [2]પરાઈ વસ્તુ લુંટાવી તથા ચોરાવી હોય; નિર્દયપણે, કષાયવશ્યે પારકી આજીવિકા ભંગાવી હોય; ઢાલઢોલ કરતાં અધિકું ભાખ્યું હોય; શેઠ, સહિયારી પ્રમુખની ચોરી કરી હોય; [3]કઢારે--વ્યાજે આપી અધિકું લીધું હોય; ખેતર, ખળાં પ્રમુખમાંહી પડી વસ્તુ ધણીઆતી કરી હોય; ઇત્યાદિક ત્રીજા વ્રતમાંહી દેશથી, સર્વથી, ખંડના, વિરાધના થઈ હોય; મન, વચન, કાયાએ કરી ચોરી કરી, કરાવી, અનુમોદી હોય એ વીગરે જે કોઇ મારે આજના દિવસપર્યંત દોષ લાગ્યો હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવતની સાખે મિછ્છામી દુકકડં.**

હવે **ચોથા અબ્રહ્મ નિવર્ત્તન વ્રત** માંહે ઇંતરિયાદિક દુષ્ટ દોષ અતિચાર લાગ્યો હોય તે આળોવુંછું:—સ્ત્રી તથા પુરૂષ થોડા કાળનાં પરિગ્રહિત સાથે ગમન કરવે કરી, અપરિગ્રહિત સાથે ગમન કરવે કરી, અપર અવયવે પર સાથે વિષય--ક્રિડા કરવે કરી, પરાયાં વેવીશાળ મેળવ્યે કરી, કામભોગ ઉપર તિવ્ર અભિલાષા રાખવે કરી, ચોથા વ્રતમાંહી અતિચાર લાગ્યો હોય તે મારે **અનંતાસિદ્ધ કેવળી ભગવતની સાખે મિછ્છામી**

---

૧ ઠગ્યો. ૨ પારકી. ૩ દાણા વીગરે ચીજ વ્યાજે નહિ પણ અમુક મુદતના વાયદે સવાઇ, દોઢી, બમણી કરી આપવી અગર અમુક વધારો લેવાનો કરી આપવી તે.

દુક્કડં. તથા સર્વથા અબ્રહ્મનાં પચ્ચખાણ કર્યા છે તે માંહી વિષય આતુરતાએ, વિકળતાપણે, બળાત્કારે, પરાધિનપણે, દેશ-થી, સર્વથી વિરાધના થઇ હોય તથા કંદર્પક્રિડા વરચે અંગ-કુચેષ્ટા કરી હોય, સરાગપણે, સ્નેહ પોષવે, વિષય વચને [1]ગુહ્ય અવયવાદિક દેખાડવે પરને મોહ વિકળતા ઉપજાવી હોય, રૂપ-વંત સ્ત્રીપુરૂષ દેખી વિષય વાંચ્છના કરી હોય, માતપિતા, પુત્ર-પુત્રી, ભાઈ [2]ભગિની, ગુરૂગોરાણી પ્રમુખ તથા પોતાના ધર્મ ઉપગારી ઉપર વિષય બુદ્ધિ ચીંતવી હોય; માજમ, માવો, લીલાગર, જાયફળ પ્રમુખ કેફકારી વસ્તુ ચઢયા નિમિ-તે ખાન-પાન કરી વિષય વિકાર વધાર્યા હોય; કાષ્ટ, પાષાણ પ્રમુખની પુતળી ચિત્રામણ સાથે આલીંગનાદિક વિષય પરિચારણા કરી હોય તથા આપણા વેદ માંહોમાંહે મળી [3]કુચ મર્દનાદિ કામ કુચેષ્ટા કરી હોય; હાથી, ઘોડા, ગાય, ભેંસ પ્રમુખ પશુ પ્રત્યે સંયોગ મેળવ્યા હોય તથા તેઓની કામ વિકળતા દેખીને મૈથુનસંજ્ઞા ઉપની હોય; કામ (કંદર્પ) દીપાવવા સ્નાન--સસુખા કરી હોય; પ્રમાદ--કષાયની ચપળતાએ અહોનિશ વિષય પ્રતિ ધ્યાન ધ્યાવે મનનાજોગ મલીન પ્રવર્ત્યા હોય; આર્ત્ત--રૌદ્ર-ધ્યાન, સંકલ્પ, વિકલ્પપણે આત્મા હણાણો હોય; હાસ્ય, વિલાસ, વિનોદ, વિકથા પ્રમુખ કામ કથા કરી હોય, સાંભળી હોય, કંદર્પ ઉપજયો--ઉપજાવ્યો હોય તથા રસલંપટપણે શ્વાન સ્વ-ભાવી થઇ, ઓખરીઆ ઢોરની પેરે ભોગ આમિષ ગવેખવે કરી અંતઃકરણ અશુદ્ધ પ્રવર્ત્યું હોય; સ્વપ્ન પ્રમુખ માંહે શિયળ

---

૧ ગુપ્ત, છાનું. ૨ બેન. ૩ સ્તન.

વિભંગ થયો હોય; અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા આદિ તિથિના નિયમ ભાંગ્યા હોય ઇત્યાદિક ચોથા વ્રત માંહે આજના દિવસ પર્યંત અતિચાર, અણાચાર દોષ લાગ્યો હોય, દેશથી, સર્વથી, વિરાધના થઇ હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવત્‌ની સાખે મિછામી દુકકડં.**

હવે **પાંચમું** [1]**ઇચ્છા નિવર્ત્તન વ્રત** માંહે ધનાદિ પરિમાણ અતિક્રમવા રૂપ અતિચાર લાગ્યો હોય તે આળોવુંછું:– ઢાંકી, ઉઘાડી પૃથ્વીનું પરિમાણ અતિક્રમવે કરી; સોનું, રૂપું, મણી, માણેક, પાનાં, પ્રવાળાં ઇત્યાદિનું પરિમાણ અતિક્રમવે કરી; ધન-ધાન્યનું પરિમાણ અતિક્રમવે કરી; દ્વિપદ, ચતુષ્પદનું પરિમાણ અતિક્રમવે કરી; ઘર, વખાર, દુકાન તથા ઘરવખરાની જણસનું પરિમાણ અતિક્રમવે કરા પાંચમા પરિગ્રહ નિવર્ત્તન વ્રતમાંહી આજના દિવસ પર્યંત જે કાંઇ પાપ, અતિચાર, અણાચાર લાગ્યો હોય; દેશથી, સર્વથી વિરાધના થઇ હોય; તિવ્ર મૂર્છાભાવ રાખ્યો હોય; પરિગ્રહનેજ કૃતાર્થપણું માન્યું હોય; ધન ઉપજાવવા [2]સકટ વહાણાદિકના આરંભ ચિંતવ્યા હોય; ચક્રવર્તિ, વાસુદેવ, વેસમણાદિકની ઋદ્ધિની વાંચ્છના કરી હોય; ઇત્યાદિક દોષ લાગ્યો હોય તે **અનંત સિદ્ધ કેવળી ભગવત્‌ની સાખે મિછામી દુક્કડં.**

હવે **છઠ્ઠું દિસિ પરિમાણ વ્રત** માંહે ઉર્દ્ધ[3] દિશાનું પરિમાણ અતિક્રમવે કરી, [4]અધોદિશાનું પરિમાણ અતિક્રમવે કરી, [5]ત્રિછી દિશાનું પરિમાણ અતિક્રમવે કરી, ચારે દિશાનું

---

૧ પરિગ્રહ વ્રત. ૨ ગાડાં--ગાડી. ૩ ઉંચી. ૪ નીચી. ૫ વચલી.

પરિમાણુ એકઠું કરી એક દિશાએ વધારવે કરી, પંથે જતાં મર્યાદાનો સંદેહ પડયો છતાં મર્યાદા ઉલંઘવે કરી છઠ્ઠા વ્રત માંહી આજના દિવસ પર્યંત અતિચાર, અણાચાર લાગ્યો હોય તે દેશથી, સર્વેથી, વિરાધના થઇ હોય તથા મર્યાદા ઉપરાંત કાગળ, કાસીદ પ્રમુખ મોકલી હિંસાદિક આશ્રવ સેવરાવ્યા હોય; મન, વચન, કાયાના જોગ બાહેર પ્રવર્ત્યા હોય: ઇત્યાદિક દોષ લાગ્યો હોય તે **અનંત સિદ્ધ કેવળી ભગવતની સાખે મિછામી દુકકડં.**

હવે **સાતમું વ્રત દ્રવ્ય વિધિનું પરિમાણુ** કર્યું છે તે માંહે સચેત આહારાદિક અતિચાર લાગ્યો હોય તે આળોવું છું:—સચેત આહાર, ફલ, કાકડી પ્રમુખ કાચું ખાવે કરી; સચેત વસ્તુ સાથે લાગેલી અચેત વસ્તુ ગુંદર પ્રમુખ ઉખેડી ખાવે કરી; અપકવ આહાર કરવે કરી; દુપકવ આહાર ભડથું ઓળો, ઉંધિયું દુષ્ટ રીતે પકાવી ખાવે કરી; [1]સાંઠા પ્રમુખ તુચ્છ આહાર કરવે કરી તથા બાવીશ અભક્ષ અને બત્રીશ અનંતકાય ઓળા, પોંક, પાપડી પ્રમુખનો ભક્ષ કર્યો હોય; અણગળ પાણી પીધું હોય; જીભ્હાસ્વાદ અનેક પ્રકારની રસવતી તિવ્ર પરિણામે કરી પચાવી હોય, મધુર રસાદિક ભોગવતાં રસનો ગારવ કીધો હોય તથા છવ્વીશ બોલની મર્યાદા કરી છે તે માંહે ઉપયોગ વીના કોઇ બોલની વિરાધના થઇ હોય, સેળભેળપણે ભોગવાયું હોય, ઇત્યાદિક ઉપભોગ[2] પરિભોગ[3] વ્રત માંહે દેશથી, સર્વેથી વિરાધના થઇ હોય—દોષ લાગ્યો

1 સેલડીના સાંઠા, જારના લીલા સાંઠા ઇત્યાદિક. 2 જે એક વખત ભોગવવામાં આવે તે. 3 જે વારંવાર ભોગવવામાં આવે છે તે.

હોય તે **અનંત સિદ્ધ કેવળી ભગવતની સાખે મિચ્છામી દુક્કડં** તથા ઇંટ વીગેરેના નીંભા ચણાવ્યા હોય; ભઠ્ઠીઓ ( એકત્રીશ જાતની ) કરી-કરાવી હોય; કોયલા કબાડીના કસબ, કંદોઇ, ભાડભુંજા, દારૂગર, છીંપા, સોની, રંગારા પ્રમુખ **ઇંગાલ** કર્મ આચર્યા હોય (૧) ; તથા વૃક્ષવન કપાવ્યાં હોય; પત્ર, ફૂળ, શાખા છેદાવી હોય; મૂળ કઢાવ્યાં હોય; કાછીઆ કબાડીના કસબ કર્યા હોય, લીલાં તૃણ-ધરો-કાઠી પ્રમુખ છેદી હોય; સૂડ-નિંદણ કઢાવ્યાં હોય, ઇત્યાદિક **વનસ્પતિ કર્મ** આચર્યા હોય (૨); તથા ટાટ, ગળી, ચર્મ, પ્રમુખના સોડ કરાવ્યા હોય; ગાર, ગોબર, વાશી રાખ્યાં હોય; ચમાર, ડબગર, ચામડિયા, પ્રમુખના કસબ [1]**સાડીકર્મ** આદર્યાં હોય, (૩) તથા પોઠી, ઉંટ, ગાડાં, ખર, પાડા, પ્રમુખ રાખી **ભાડી કર્મ** આદર્યા હોય (૪); તથા હળ, કોદાળી, દંતાળ, ખરપા; કોશ પ્રમુખ વડે પૃથ્વીપુટ ભેદાવ્યાં હોય; કૂવા, વાવ્ય, તળાવ, હોજ પ્રમુખ નવાણ ખણાવ્યાં ( ખોદાવ્યાં ) હોય; ઓડ, સલાટ, હાળી, ખાંડણી આદિકના કસબ આદર્યા હોય ઇત્યાદિક **ફોડી કર્મ** કરાવ્યાં હોય (૫); તથા દાંત, કચકડા, ગીંદા એના વેપાર કર્યા હોય; ગાય, ભેંસ, હસ્તી, ઉંટ, છાલાં પ્રમુખ **હાડવાણિજ્જ** આદર્યા હોય ( ૬ ); તથા વાળંદ, ખાટકી પ્રમુખના કસબ કરાવ્યા હોય; તથા ચમરી ગાયના કેશ, ઉન ,ધાબળા, બનાત, પાંભરી, પશુનાં પિંછા, પશુ ઇ-

---

૧ ગાડી ગાડાં કરાવવાં તેને પણ સાડીકર્મ કહે છે.

ત્યાદિકના **કેશવાણિજ્જ** કર્યા હોય (૭); તથા ઘી, તેલ, મધ, દારૂ, રોગાન, ચરબી, એરંડીયુ, અળશીયેલ, ગળપણુ પ્રમુખ **રસવાણિજ્જ** વેપાર કર્યા હોય (૮); તથા લાખ, સોરંગી, કીરમજ, જખાદ, નખલા, મીણુ, મજીઠ, [1]ખાંખણુ; ધાવડી પ્રમુખ **લાખવાણિજ્જ** નિપજાવ્યાં હોય ( ૯ ); તથા વિષ-સોમલખાર, સિંગડીઓ વચ્છનાગ, શસ્ત્ર-તરવાર, પીસ્તોલ, કટાર; છરી પ્રમુખના વેપાર કર્યા હોય, તથા સાબુ, સિંધવ, સાજીખાર, સંચળ, લુણુ, સુરોખાર, પ્રમુખ નિપજાવ્યાં હોય; સર્પ, કકીંડા, ઘો, વીંછી, મેડક પ્રમુખનાં ઝેર કર્યાં-કરાવ્યાં હોય, ઇત્યાદિક **વિષવાણિજ્જ કર્મ** આદર્યા હોય (૧૦); તથા શેલડીના વાઢ પીલાવ્યા હોય; ચરખા, ઘાણી, ચકંઘા, ઘંટી, ખાંડણિયાદિક અધિકરણુ ઉપજાવ્યાં હોય ઇત્યાદિ **જંતુપીલણુકર્મ** કીધાં હોય ( ૧૧ ); ગોધા સમરાવ્યા હોય, ઉંટ, બળદ, પાડા પ્રમુખનાં નાક ચીરી નાથ નંખાવી હોય, ગલકંબલાદિક છેદાવ્યાં હોય, ડાંભી દુહવ્યા હોય; મનુષ્યનાં સ્ત્રી-પુરૂષનાં નાક કાન છેદાવ્યાં હોય; ખોજા ખુસરા કર્યા હોય, ઇત્યાદિક **નિલંછન કર્મ** આચર્યા હોય ( ૧૨ ); તથા વગડે દાવાનળ લગાડયા હોય, ગામ બાળ્યાં હોય, ઓઘા (ઓઘલા) સળગાવ્યા હોય; રોષ વશે નિર્દય થઇ, લાહ્ય દેઇ પશુ, પંખી, મનુષ્ય બળાવ્યાં હોય; ઘર, જાળાં, બીડ, સળગાવ્યાં હોય, ઇત્યાદિક લોભે, લાલચે, રાજદરબારના હુકમે [2]**દવઅગ્નિ કર્મ**

---

૧ પીલુડી નામના ઝાડના ફળનું દીવેલ. ૨ દવગ્નિ દાવણિયા.

આચર્યાં હોય ( ૧૩ ); તથા અગ્ની દારૂ લગાડી દ્રહ, સરોવર સૂકાવ્યાં હોય, કૂવા પ્રમુખ ઉલેચ્યા હોય, ખાર-ઝેર નાંખ્યાં હોય, પાળ તોડી હોય, વનવાડીમાં રોપ રોપાવી કોસ અરહટ જોડાવ્યા હોય; માળીના કસબ કર્યા હોય; ઇત્યાદિક મોટા **જળના [1]આરંભ** નીપજાવ્યા હોય ( ૧૪ ); તથા શ્વાન, મંજાર, કુકડા પ્રમુખ હીંસકજીવ પાળીને વેચ્યા હોય; પાવૈયા, લુંડી, તાયફા પ્રમુખ પોષી **કુંદર્પ વેપાર** કર્યા હોય ( ૧૫ ); ઇત્યાદિ પંદર કર્માદાન જન્મથી માંડી આજ દીનસુધી કૃત-કારીત-અનુમોદનપણે આચર્યા હોય તે મારે **અનંતા સિદ્ધ કેવળી ભગવત્‌ની સાખે મિછ્છામી દુક્કડં.**

હવે **આઠમું વૃત્ત અનર્થા દંડ** એટલે વિના કારણે અને વિના સ્વાર્થે જીવ જે પાપ ઉપાર્જે તેઃ—દીન રાત પારકા દોષ દીઠા હોય; પારકી નિંદા કરી હોય; પારકી લક્ષ્મી સદાકાળ વાંછી હોય; પારકી સ્ત્રીનું રૂપ લાવણ્ય-ગુણ દેખી તેના ભોગ ઈચ્છતો રાત્રિ દિવસ આર્ત્ત-ઝુરણા-કલહ ઉપજાવ્યો હોય, તેને દેખી સુખ માન્યું હોય; એકનો જય, બીજાનું મરણ વાંછ્યું હોય; ઇત્યાદિક અનર્થાદંડ લાગ્યો હોય; અવિવેકપણે પાપ વેપારના ઉપદેશ દીધા હોય; ભૂમિ ખોદવાના ઉપદેશ દીધા હોય; વાવ્ય, કૂવા કરાવ્યાના ઉપદેશ દીધા હોય; ઘોડા, બળદ, ગાય, ભેંસ, પ્રમુખ સંગ્રહવાના ઉપદેશ; માઠા વેપાર કરવાના ઉપદેશ; પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુકાયના

---

૧ સર, દહ, તલાગ પરિસોસણિયા.

આરંભ કરવાના ઉપદેશ; વનસ્પતિ છેદવા વિગેરેના ઉપદેશ; ઘર, હાટ, વખાર કરવાના ઉપદેશ; વરકન્યાના વિવાહના ઉપદેશ; પાણી બાળવાના ઉપદેશ; ખેતર, વાડી, ખળાં, ઓઘા સળગાવવાના ઉપદેશ; સુડ-નિંદણુ કાઢવાના ઉપદેશ; ઇંટ નીંભા પકવવાના ઉપદેશ; ખાન પાન કરવાના ઉપદેશ; વનસ્પતિ આથવાના ઉપદેશ; ઇત્યાદિક પાપ ઉપદેશ કર્યા હોય; તથા હિંસક જીવ સિકારી કૂતરાં, બિલાડાં પ્રમુખ દુષ્ટ બુદ્ધિએ પોષ્યાં હોય, પંખી પાંજરે ઘાલ્યાં હોય; આયુધ, ખાંડાં, પ્રમુખ શસ્ત્ર મેળવ્યાં હોય; ભાલા, કટારી, ખાંડાં, કુહાડા, કોદાળા, કોશ, હળ, મુસળ, ઘંટી, ખાંડણીઆ, ત્રાક, તીર, ચૂલિયા, છરી, દાતરડાં ઇત્યાદિક અધિકરણ વધાર્યા હોય--સમારી સજ કરાવ્યાં હોય--માગ્યાં દીધાં હોય ઇત્યાદિક અનર્થા દંડ લાગ્યો હોય; તથા તેલ, ઘી, રસનાં ઠામ ( વાસણ ) ઉઘાડા રાખ્યાં હોય જેથી ત્રસ જીવ વીણઠ્યા હોય; દીવો, ચૂલો અગાસાં રાખ્યાં હોય; એંઠ, માત્રા ( પેશાબ)નાં વાસણ પ્રમુખ રાખી મૂક્યાં હોય; વિષ્ટા, વિર્ય, બળખાદિક ચાંપ્યાં હોય; હરિકાય[1], દાર, માટી માર્ગે જતાં પીલી; ફુલ, ઝવેરા માથે ઘાલ્યા; ઝાડનાં પાંદડાં તોડયાં; ઉનું પાણી, અગ્નિ, ખાર, ભોંય નાંખ્યાં હોય; ગરોળીનાં ઇંડાં, વડબીજ, મોર, ફગ કચર્યાં હોય; કીડીનાં દર પૂર્યાં હોય; મધના પૂડા ભાંગ્યા હોય; વૃક્ષના ડાલે હીંચકા બાંધ્યા હોય; તથા વૈદ્યપણે ઉલટી, રેચનાં ઔષધ દીધાં હોય--ભૂખ અણાવ્યાં હોય, ધાતુ મારી હોય; ખાર નિપજાવ્યા હોય;

1 વનસ્પતિ.

તથા વિકથા, વિનોદ, કુશાસ્ત્ર સાંભળ્યાં, શૃંગાર, સસુખા કરી મોહ-વિકળતા ઉપજાવ્યા; ભાંડ ચેષ્ટા કરી; કામણ, મોહન, વશીકરણ, વૈતાલી ઇત્યાદિક વિદ્યા સાધન કરી; નિમિત્ત ભાખ્યાં; આરંભકારી કાર્યનાં મહુર્ત્ત દીધાં; માયા—પ્રપંચ કરી પરને ઠગ્યા; હાસ્ય--કુતુહળ કરી ભય ઉપજાવ્યા; પરને પરિતાપનાં વચન કીધાં; કુડાં આળ દીધાં; ક્રોધે આત્મઘાત કીધી; ઇષ્ટ સંયોગ વાંછયા; નેષ્ટ વિયોગ ચીંતવ્યા; ઇત્યાદિક અનર્થાદંડ લાગ્યા તથા દુર્જન, મિથ્યાત દૃષ્ટિ, પૂર્વના વિરોધી, શત્રુ તેને ઉપદ્રવ્યા; તથા રાજા દેશાધિપતિ તેની કુમયા ઇત્યા-દિક અણગમતા દુઃખનાં કારણ સંબંધ પામી ચિંતા ઉપજી તથા રાજસંપદા, પ્રિય પત્નિ તેનો વિયોગ; ભાઇ, મિત્ર, વલ્લભ, નંદનાદિક તેનો વિછોહ; પોતાનું શોભાગ્યપદ તેનો ભ્રંસ તથા આપણી આશા--ભાવના સંબંધ જેવારે વિણસ્યા તેને મોહે કરી વિલાપ, શોક, આંસુપાત કરી દુઃખ ઉપ-જાવ્યાં ઇત્યાદિ ઇષ્ટવિયોગાર્તિધ્યાન ઉપજવે અનર્થાદંડ લાગ્યા તથા મહા રોગ, કુષ્ટ, ભગંદર, પેટશૂળ, શ્લેષ્મવિકાર, વાયુપ્રકોપ, જ્વર, પિત્ત, મરણાંત દુઃખ ઉપજવે મોટી પ્રબળ વેદનાએ કરી વ્યાકુળતા ઉપની; આપણાં કુકર્મ--દોષ દીઠા નહિ; પારકા અલીક દોષ દીઠા; ઇત્યાદિક રોગાર્તિધ્યાન કરવે અનર્થાદંડ લાગ્યા તથા પાતાળ, નાગેંદ્રરાજ તેના ભોગ, લીલા, વિલાસ ચિંતવ્યાં તથા પુન્યાનુષ્ટાન, તપ, સંયમ, ધ્યાનાદિકે કરી, ઇંદ્રાદિક પદ્વી તેનો નિદાન ચિંતવ્યો તથા મારો વિરો-ધણહાર તેનો ક્ષય કરૂં, કુલકંદ તોડું એવું સામર્થ્ય પામું;

ઈત્યાદિક નિદાન કીધાં. તથા ભોગાર્ત્તિધ્યાન પ્રવર્ત્તાવે શંકા, શોક, ભય, પ્રમાદ, કલહ, વિભ્રમ, ઉન્મત્તપણું, નિદ્રા, વિષયચિન્હ ઉપન્યાં ઈત્યાદિક અનર્થાદંડ લાગ્યા. તથા હીંસાનુબંધી રૌદ્રધ્યાન--કોઇ જીવને મરતાં દેખી સુખ માન્યું; દુઃખાતુર પ્રાણીને દેખી કૌતુક આણ્યું તથા એવા વિકલ્પ ચિંતવ્યા કે રાજ્યસંપદા પામી સર્વ શત્રુનો વિનાશ કરૂં, લોકની સંપદા લૂંટું; અનેક લાવણ્ય--ગુણ--કળા સહિત સુંદર લોકની કન્યા ભોગવું ઈત્યાદિક રૌદ્રધ્યાને જૂઠા વિકલ્પ કર્યા; હિંસાથી આનંદ માન્યો; તથા મૃષાનુબંધી રૌદ્રધ્યાન--જૂઠાં શાસ્ત્ર, પ્રપંચ નવાં ઉપજાવી નિર્દયમાર્ગ પ્રકાસ્યા, ઈત્યાદિક અનર્થાદંડ લાગ્યા, તથા મહામોટા પલ્લીપતિ તેની ધાડ સાથે લેઈ અનેક ઉપાય--પ્રપંચ રચી પ્રજાનાં ધન લૂંટું તથા અનેક ધનુષ્ય ચઢાવી, તિખાં બાણ કાન સુધી ખેંચી, વૈરીનાં હૈયાં ભેદી આપણો પ્રતાપ વિસ્તારૂં તથા અનેક ગામ, નગર, પાટણ બાળી લોકની સંપદા લુંટું ઈત્યાદિક ચોરાનુબંધી રૌદ્રધ્યાન કરવે અનર્થાદંડ લાગ્યા. તથા આપણા બળ--પરાક્રમે કરી પૃથ્વીમાં ઘણા કુળને સંહારી, મોટા ગઢ તોડી, સમુદ્ર તરી, જ્યાં જ્યાં મહેઉદ્ધત વૈરી છે તેને માથે પગ દેઇ આપણો પ્રતાપ પ્રગટ કરી રાજ્ય પદ્ધિ ભોગવું એવા અનેક પ્રકારે પરિગ્રહાનંદી રૌદ્રધ્યાને વિકલ્પ કરતાં અનર્થાદંડ લાગ્યા; ઈત્યાદિ આર્ત્ત--રૌદ્રધ્યાન પ્રતિ મહામોટા કિલષ્ટ કર્મ, માઠી લેશ્યાપણે ઉપરાજ્યા તે મારે જન્મથી માંડીને આજ દીન સુધી અનંત સિદ્ધ કેવળી ભગવત્‌ની સાખે મિચ્છામી

દુક્કડં; તથા જાતિ, કુળ, રૂપ, મદાદિકે ઉદ્ધત થકો કોઇ હીન-બુદ્ધિવંત, કુરૂપ, કુબ્જ જન દેખી ઉપહાસ્ય, હેલણા, દુગંછા-પણું કર્યું તથા સાધુનાં મલીન વસ્ત્ર દેખી સૂગ આણી; ચોરાશીલાખ આત્માયોની વિરોધી, અનંતાનુબંધી ક્રોધ રાખ્યા, મોહનીનાં સ્થાનક સેવ્યાં ઇત્યાદિક જેજે અર્થદંડ અનર્થાદંડ મારે કૃત-કારીત અનુમોદનપણે લાગ્યા તે સર્વ **અનંતા સિદ્ધ કેવળી ભગવત્‌ની સાખે મિચ્છામી દુક્કડં.**

હવે **નવમું સામાયિક વ્રત, દસમું દેશાવગાસિક વ્રત અને અગ્યારમું પોષધ વ્રત** લેઇ પ્રમાદ આચર્યા હોય; ઉણાં લેઈ ઓછાં પાળ્યાં, રાત્રિનિયમ વિરાધ્યા; ઉપવાસ, આંબીલ લેઇ ભાગ્યાં; ફળ સર્ધ્યાં નહિ; લેવા ખાત્રાની આશા ધરી ઇત્યાદિક મૂળગુણ--ઉત્તર ગુણના વિષે દેશથી, સર્વથી વિરાધના થઇ હોય; દોષ લાગ્યા હોય, સાંભર્યા--અણ સાંભર્યા તે સર્વ મારે **અનંતા સિદ્ધ કેવળી ભગવતની સાખે મિચ્છામી દુક્કડં.**

હવે **બારમું અતિથિ સંવિભાગ વ્રત**—સાધુ સાધ્વિને [1]અમનોજ્ઞ આહાર આપવે કરી દોષ લાગ્યો હોય, સ્નેહ--અતિબંધપણે અન્નપાણી સાધુની નેસરા આણી આધાકર્મી દુષ્ટ દોષ લગાડી દીધા હોય; સાધુ આંગણે આવ્યા અપમાન કર્યું હોય; આહારપાણી વહોરાવતાં મન દુમણું થયું હોય; છતી ભોગવાઈએ ના કહી હોય; જાણીને અસુઝતું દીધું હોય,

---

૧ અણગમતો.

જમ્યાટાણે સાધુ-ચિંતવણા વિસારી હોય; પોતે સુજતા છતાં પરને વહોરાવવા કહ્યું હોય; દાન દેઈ મચ્છર ભાવ ધર્યો હોય; સરખાચારી સાધુ-સાધવિ દેખી ન્યુનાધિકપણું[1] તેવડયું હોય; ઈત્યાદિક બારમા વ્રત માંહી દોષ લાગ્યો હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવત્‌નાં સાખે મિચ્છામી દુક્કડં.**

હવે **સંલેખણા તપ** માંહે [2]નિદાનાદિક અતિચાર દોષ લાગ્યો હોય તે આળોવું છું:—આ લોકે ચક્રવર્તાદિક રાજાની પદ્ધી ભોગ-વિલાસ પામું એવી ઈચ્છા કરી હોય; પરલોકે દેવપણાની પદ્ધી પામું એવી ઈચ્છા કરી હોય; માનતા પૂજા પામવાથી જીવીતવ (વધારે જીવવા)ની વાંચ્છા થઈ હોય: આત્મા ધર્મ માંહી પ્રવર્ત્તતાં મરણની (વહેલા મરવાની) વાંચ્છા કરી જે હું પરભવ જાઉં તો સુખ પામું તથા મરણાંત સૂધી કામ ભોગની ઈચ્છા ધરી હોય ઇત્યાદિ મારે જે દોષ લાગ્યો હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવત્‌ની સાખે મિચ્છામી દુક્કડં.**

હવે **અઢાર પાપસ્થાનક લાગ્યાં હોય** તે આળોવું છું:—પ્રાણાતિપાત એટલે જીવહિંસા કરી હોય (૧); મૃષાવાદ એટલે જૂઠું બોલ્યા હોય (૨); અદત્તાદાન એટલે ચોરી કરી હોય (૩); કુશીળ સેવ્યું હોય (૪); પરિગ્રહ મેળવ્યો હોય (૫); ક્રોધ કર્યો હોય (૬); માન કર્યું હોય (૭); માયા કરી હોય (૮); લોભ કર્યો હોય (૯);

---

૧ ન્યુન=ઓછું+અધિક=વધારે. ૨ નિદાન=નિયાણું+આદિક=વિગેરે.

સ્ત્રી આદિક ઉપર રાગ ધર્યો હોય ( ૧૦ ); પરજીવ ઉપર દ્વેષ કર્યો હોય ( ૧૧ ); કલેશ કર્યો હોય ( ૧૨ ); પરને કુડાં આળ ચઢાવ્યાં હોય ( ૧૩ ); કોઇની ચાડી ચૂગલી કરી હોય ( ૧૪ ); પરના અવર્ણવાદ બોલ્યા હોય ( ૧૫ ); અસંયમના વિષે રતિ વેદી હોય તથા સંયમના વિષે અરતિ વેદી હોય ( ૧૬ ); માયા સહિત મૃખાવાદ બોલ્યા હોય ( ૧૭ ) કુગુરૂ, કુદેવ, કુધર્મ તેના સલ્ય રાખ્યા હોય ( ૧૮ ); એ અઢાર પાપસ્થાનક સેવ્યાં– સેવરાવ્યાં-- અનુમોદ્યાં હોય તે **અનંતા સિદ્ધ કેવળી ભગવત્‌ની સાખે મિછ્છામી દુક્કડં.**

હવે પાંચ ઇંદ્રીએ કરી, ચાર કષાયે કરી, પાડુઆ દુષ્ટ સ્વભાવે કરી, રાગે કરી, દ્વેષે કરી પાપ કીધાં તે મારે **અનંત સિદ્ધ કેવળી ભગવત્‌ની સાખે મિછ્છામિદુક્કડં.**

નમો ચોવીશે તિર્થંકર શ્રી ઋષભાદિકથી માંડી શ્રી મહાવીર સુધી સર્વ તિર્થંકરને મારો નમસ્કાર હોજો. એ નિગ્રંથ પ્રવચન સાધુનો ધર્મ સિદ્ધાંત તિર્થંકર દેવે ભાખ્યો તે સાચો છે. એથી અનેરો કોઇ પદાર્થ અનુપમ--અણુતર પ્રધાન નથી. પ્રતિપૂર્ણ સકળ ગુણ સહિત કેવળ જ્ઞાનીનો ભાષિત છે. ન્યાયકારક, કર્મકલેશ ટાળી મુક્તિપદનો દેણહારો એવો સંદેહ રહિત નિર્મળ માર્ગ મિથ્યાતાદિક અભ્યંતર સલ્ય તેનો કાપણહારો છે. ઝાઝુ શું કહીએ ? એજ મોક્ષ પામવાનો માર્ગ છે. એવો યથાર્થ વિતરાગે ભાખ્યો સંદેહ રહિત માર્ગ સર્વ દુઃખ, જન્મ, જરા, મરણ, ગર્ભવાસ તેનો ટાલણહારો છે.

એવા માર્ગના વિષે રહ્યા થકાં પ્રાણી સર્વ શારીરિક, માનસિક દુઃખ તેનો ક્ષય કરે, સિદ્ધ થાય, તે માટે વિતરાગનો માર્ગ હું નિર્મળભાવે સર્દહુંછું, પ્રતિત આણુંછું, અંતઃકરણમાં રોચવું છું, ફરસનાએ કરી ફરસુંછું. એ ધર્મ આદરી સમ્યક્ પ્રકારે પાળુંછું. વળી વિશેષે પાળતો થકો તે કેવળી ભાષિત ધર્મના વિષે સાવધાન થયોછું, ઉઠયોછું, આરાધના કાજે વિરમ્યોછું, વિરાધના થકી, સર્વ દિવસ સંબંધી, સર્વ રાત્રિ સંબંધી જે દુષ્ટ ચીંતવ્યું હોય, દુષ્ટ ભાખ્યું હોય, કાયાએ કરી દુષ્ટ કર્યું હોય તે સર્વ મારે **અનંત સિદ્ધ કેવળી ભગવત્‌ની સાખે મિછામી દુકકડં.**

**વંદામી જીણ ચોવીસં**—ચોવીસે જીવને નમસ્કાર કરી આ અઢી દ્વીપ માંહે સાધુ મુનિરાજ રજોહરણ, પાત્રાં, કેશરીયો, મુહપતિ તેના ધરણહાર, પંચમહાવત્તી, અઢાર હજાર શીલાંગરથ બ્રહ્મચર્યનો આચાર તેના ધરણહાર, એવા મહા મુનીરાજ સતાવીશ સાધુના ગુણે કરી સહિત, પાંચ સુમતિ, ત્રણ ગુપ્તિ, વિશુદ્ધ વિહારી, મહા અભિગ્રહ ધારી, બારે ભેદે તપકારી, અંત આહારી, પંત આહારી, અરસ આહારી, વિરસ આહારી, અંતજીવી, પંતજીવી, લુહજીવી, તુચ્છજીવી, ઉપસંત જીવી, પસંત જીવી, વિપસંતજીવી, સર્વ સ્પર્શ ત્યાગી, છકાયના દયાળ, છકાયના પ્રતિપાળ, નિર્લોભી. નિગ્રંથ, નિઃસ્વાદી, કુશીસબળી, પંખી તુલ્ય, વાયરાની પેઠે અપ્રતિબંધ વિહારી, વિતરાગની આજ્ઞા સહિત શુદ્ધ સાધુ અણુમાર અખંડ આચારના પાલણહાર એવા સકળ સાધુને મારો નમસ્કાર હોજો.

અઢી દ્વીપમાંહી, અઢીદ્વીપ બહાર, અસંખ્યાતા શ્રાવક શ્રાવિકા નવ તત્વના જાણ, સુત્ર સિદ્ધાંતના ભણનાર, પોસા-પ્રતિક્રમણના કરનાર, મારાથી અધિક છે; ભગવંતે સ્વિકાર્યા, સાણુકોસિયા, અમચ્છરિયા, દુબળા પાતળા દેખી અનુકંપા આણે છે, પર ધન પથ્થર સમાન માને છે, પર સ્ત્રી માતા સમાન જાણે છે, એવા શ્રાવકજીને પગે લાગી ખમાવું છું; સાધ—સાધવિને ખમાવું છું, શ્રાવક-શ્રાવિકાને ખમાવું છું; સમદૃષ્ટિ જીવને ખમાવું છું; ભાઇ-બાઇ મારા ધર્મ ઉપગારી સર્વેને ખમાવું છું, સાત લાખ પૃથ્વીકાય, સાતલાખ અપકાય, સાતલાખતેઉકાય, સાતલાખ વાયુકાય, દસલાખ પ્રત્યેકવનસ્પતિ-કાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઇંદ્રી, બે લાખ તેઇંદ્રી, બે લાખ ચેઇંદ્રી, ચારલાખ નારકી, ચાર લાખ દેવતા, ચાર લાખ તિર્યંચ, ચૌદલાખ મનુષ્યની જાત. એ ચોરાશી લાખ જીવાજોનીને મારે જીવે હણી હોય, હણાવી હોય, હણતાં પ્રત્યે અનુમોદી હોય, પરિતાપના ઉપજાવી હોય, મન-વચન--કાયાના જોગ માઠા પ્રવર્તાવ્યા હોય, બાધા પીડા ઉપજાવી હોય તે સર્વ અપરાધ ખમાવું છું.

*खामेमि सव्वे जीवा सव्वे जीवात्रि खमंतु मे
मित्ति मे सव्व भूएसु वेरं मझं न केणइ ॥ १ ॥
एवमहं आलोइयं निंदीयं ग्रहियं दुगंछियं ।
सव्व तिविहेणं पडिक्कंतो वंदामी जीण चोविसमं ॥ २ ॥

હવે મારા ધર્મગુરૂ, ધર્માચાર્ય, મહા ઉપગારી, જ્ઞાન લોચનના દાતાર, [1]અજ્ઞાન તિમિરના ફેડણહાર, મિથ્યાત્વ કલંકના ટાળનાર, ભવ દાવાનળ સમાવવાને અમૃતધારા વાણી વરસતા, મુજ અપરાધીને ન્યાલ કરવા ઉપદેશ દેઈને માર્ગથી ભૂલ્યાને શુદ્ધ ન્યાય નિર્મળ માર્ગે ચઢાવ્યો-એવા મારા તરણ-તારણ, અધમ ઉધારણ, ભવદુઃખ ભંજન, મોક્ષ માર્ગના સાધક, ભવ્ય જીવના હૃદયના નવસરા હાર, મારા ધર્મ ગુરૂ, ધર્માચાર્ય, ધન્ય ! એહના ઉપગાર, જે એ ગુરૂએ મારી [2]પશુ-તા ટાળી, મારો મનુષ્યાવતાર જન્મજીત્રી સફળ કર્યો; અહો ! મોટો ઉપગાર. એવો મહા અનુભવ ભાવતાં એને સદાય કલ્યાણ હોજો, મોક્ષ કરણીની વૃદ્ધિ હોજો. ઘણું શું કહીએ ? એવું કોઇ સાર પદાર્થ નથી જે આપી ગુરૂને ઉપકાર કરૂં. મહારાજ હું મહા મંદબુદ્ધિવંત, દુષ્ટ, ખળ જનની સંગતે ચઢ્યો તેણે કરી તમારા અલીક દોષ દીઠા; હીણા, ચારિત્ર-ભગ્ન, ભાંડ, નીચ જન મુજને મળી મારા સાર પદાર્થ સમ-કીતને લૂટ્યું, પણ અહો ગુરૂદેવ ! તમે પરમ તારૂપણે; પરમ વારૂપણે, પરમ કરૂણાપણે, પરમ હેતુપણે, પરમ ગોવાળપણે, એકાંત હેત આણી, મુજ પામરને લુંટાતો જાણી પ્રદેશી

*અર્થ:—સર્વ જીવને હું ખમાવું છું, સર્વ જીવો મારો અપરાધ ખમો. સર્વ પ્રાણી મારા મિત્ર સમાન છે, કોઇ વૈરી નથી. એવી રીતે પાપ આલોવીને આત્માને નીંદીને, ગહીને, દુગંછીને ત્રિકર્ણે કરી ચોવીશે તિર્થંકરને વાંદુછું. ૧ અજ્ઞાન રૂપ અંધારૂં. ૨ પશુપણું, મુર્ખપણું.

રાજાની પેરે ન્યાસ કર્યો. એવા તરણતારણ ધર્મ ગુરૂ ધર્માચાર્યના ચર્ણકમળ બહુમાને પુજવા લાયક જાણી, ચર્ણની રજ મસ્તકે ચઢાવી, આપણો વાંક--દોષ ખમાવી હાથ જોડી એવો ઉચ્ચાર કરવો.

## અથ પચ્ચખાણ કરવાની વિધિ.

હવે આજથી મારે દેવ અરિહંત, ગુરૂ નિગ્રંથ, ધર્મ કેવળીનો ભાખ્યો એ ત્રણે તત્વ સત્ય કરી જાણવા. ( ૧ ). ત્રસજીવ બેઇંદ્રી, તેઇંદ્રી, ચૌરેંદ્રી, પંચેદ્રી, જાણી પ્રીછી હણવા નહિ, તથા સુક્ષ્મ એકેંદ્રી પણ હણવા નહિ. જાવજીવ સુધી કોટી છએ પચ્ચખાણ (૨). કન્યા આશ્રી, ભોમ આશ્રી, ઢોર આશ્રી, મોટકી કુડી સાખ ઇત્યાદિક મોટકું જુઠું બોલવું નહિ; જાવજીવ સુધી કોટી છ એ પચ્ચખાણ. ( ૩ ) ખાતર પાડી, ગાંઠડી છોડી, તાળાં ઉઘાડી, પડી વસ્તુ ધણીઆતી જાણી; રણયુદ્ધ કરી, ઉપરવાડ ટપી, ઇત્યાદિક રાજા દંડે, ચોરી ચડે એવી મોટકી ચોરી કરવાનાં જાવજીવ સુધી કોટી છએ પચ્ચખાણ (૪). પરસ્ત્રી દેવતા સંબંધી કોટી છએ પચ્ચખાણ; મનુષ્ય તિર્યંચ સંબંધી કોટી એકે એટલે કાયાએ કરી સેવવાનાં પચ્ચખાણ. પોતાની સ્ત્રી આસરી મર્યાદા કરવી (૫) પરિગ્રહ પોતાના ઘરવાખરા સહિત નવ જાતનો પોતાનો છે તે ઉપરાંત રાખવાનાં માસ ૧) સુધી પચ્ચખાણ (૬) પોતાના ઘર થકી ચારે દિશે ગામ બાહેર નીકળીને ગાઉ સુધી પાંચે આશ્રવ સેવવાનાં પચ્ચખાણ ( ૭ ). છવીશ બોલ ઉપભોગ

પરિભોગ જે પોતાને અર્થે આવે છે તે ઉપરાંત જાવજીવ સુધી પચ્ચખાણ. વેપારમાં ક્રિયવિક્રય દીન ૮) સુધી પોતાની કાયાએ કરી કરવાનાં પચ્ચખાણ (૯). પન્નર કર્માદાન તેમાં પોતાને હાથે કસબ કરી વેપાર કરવાનાં પચ્ચખાણ (૧૦). પૃથ્વીનો આરંભ પોતાની કાયાએ કરી ન કરવો; સંઘટ્ટા ફરસનાની જયણા. (૧૧). પાણી નિત્ય મણ ૧) ઉપરાંત પોતાની કાયાએ વાપરવું નહિ. કારણ તે આગાર છે. (૧૨) અગ્નિનો આરંભ પોતાની કાયાએ કરી કરવો નહી; શેક તાપની જયણા. (૧૩). વનસ્પતિ, કાયાએ કરી છેદવાનાં પચ્ચખાણ; ભોગવવા આશ્રી દીન એકે શેર ૧) તે ઉપરાંત પચ્ચખાણ. (૧૪). ધાન્ય સર્વ જાતનાં પોતાની કાયાએ કરી રાંધવા, ખાંડવા, દળવાનાં એટલે આરંભ કરવાનાં દીન ૮) સુધી પચ્ચખાણ (૧૫). તથા નાવું ધોવું પોતાની કાયાએ કરી માસ ૧) સુધી પચ્ચખાણ. તે માંહે લૌકીક કારણ પડયે, શરીર અશુદ્ધ થાય તેનું તમો જાણો. તે માંહે આઉખું આવે તો જાવજીવ સુધી પચ્ચખાણ (૧૬). હવે એ મારાં સંસારી ઉપગરણ, ઘર હાટ, ડેલી, મેડી, વખાર, વાડી, બાગ, હોજ, બેઠક, પલંગ, તળાઇ, હીંડોળાખાટ, ખુરશી, માંચી પ્રમુખ તથા ગાય, ભેંસ, ધન, ધાન્ય, થાળી, કચોળાં, ટળસ, કંડીઆ, આભરણ, જુમણાકાર, અર્ધહાર, કનકાવળી, રત્નાવળી, કાનનાં કુંડલ, કડાં, ત્રોટી, તરસ, મેખલા, વેઢ, વીંટીઓ, પાયઝંઝર, શબ્દ, રૂપ, રસ, ગંધ, ફરસ ઈત્યાદિક સંસારના સનજોગ સર્વ સર્વેને અંતે ત્રિવિધે ત્રિવિધે કરી વોસરાવું છું

( તજુ છું ) તથા **હિંસાકારી અધીકરણ** નાળા, જંજાળા, તરવાર, ભાલા, બરછી, બંદુક, પાળી, સુડી, ઘંટી, ખાંડણીઆ, દાતરડાં પ્રમુખ ઉપગરણ તે સર્વે મરણને અંતે ત્રિવિધે ત્રિવિધે કરી વોસરાવું છું. વળી એ **આરંભ પરિગ્રહ** બાહ્ય તથા અભ્યંતર તે સર્વ ત્રિવિધે ત્રિવિધે કરી વોસરાવું છું. એ **સંસારી કુટુંબ** મિત્ર, માત પિતા, ભાઇબેન, સયણ સંબંધી સાથે મેળાપ સંબંધ કર્યા હોય તે સર્વ મર્ણને અંત્યે ત્રિવિધે ત્રિવિધે કરી વોસરાવુંછું. આ **મારૂં શરીર**, ઇષ્ટકારી, કંત-કારી, પ્રિયકારી, રત્નના કરંડીયા સમાન છે તે પણ જીંદગીને અંત્યે ત્રિવિધે ત્રિવિધે કરી વોસરાવું છું. અઢારે **પાપ-સ્થાનક**, તથા **ચાર આહાર** અસણં, પાણં, ખાદિમ, સાદિમ તે પણ જીંદગીને અંતે વોસરાવુંછું. એવા અપછીમ, મરણાંતિ સંલેખણા, ઝુસણા, આરાધના, આરાધવે કરી મારે સફળ હોજો. ચાર સરણ, ચાર મંગળિક મૂખ ઉચરવે કરીને સર્વ સંસારને પુંઠ દેતોથકો અરિહંત, સિદ્ધ, સાધ, કેવળી પરૂપ્યો ધર્મ ધ્યાન ધ્યાવતો થકો એ શરીરની મમતા રહિત પાદોપગમન સંથારા સહિત એવા પંડીત મરણના પાંચ અતિચાર ટાળવે કરી કાળ અણવાંછતો થકો એવું પંડીત મર્ણ અંતકાળે મુજને હોજયો. એવી શિખામણ સમદૃષ્ટિ શ્રાવકને ગુરૂવચને ધારવી. અને જે ઉત્તમ હળુકર્મી, અલ્પ સંસારી જીવ એ આળોયણા સાંભળી આત્મને શુદ્ધ કરશે તે આરાધીક પદ પામશે.

**ઇતિશ્રી શ્રાવકની આલોયણા સંપૂર્ણ.**

# જીવરાશિ.



## *( પદ્મમાવતી રાણીની આલોયણા--રાગ વેરાડી.)

હવે રાણી પદ્મમાવતી, જીવરાશિ ખમાવે;
જાણપણું જગદોહીલું, એની વેળાએ આવે-
તે મુજ મિચ્છામિ દુક્કડં ૧
ભવ અનંતાએ કરી, અરિહંતની શાખ;
જે મેં જીવ વિરાધિયા, ચોરાશી લાખ— તે મુજ૦ ૨
સાતલાખ પૃથ્વી તણા, સાતે અપકાય;
સાત લાખ તેઉકાયના, સાતે વળી વાય— તે મુજ૦ ૩
દસલાખ પ્રત્યેક વનસ્પતિ, ચૌદ સાધારણ;
બે,ત્રિ,ચો ઈંદ્રી જીવના, બબ્બે લાખ વિચાર— તે મુજ૦ ૪
દેવતા તિર્યંચ નારકી, ચચ્ચાર લાખ પ્રકાશી;
ચૌદ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી— તે મુજ૦ ૫
આ ભવ પરભવ સેવિયાં, જે પાપ અઢાર;
ત્રિવિધે ત્રિવિધે કરી પરિહરૂં, દુરગતી દાતાર;— તે મુજ૦ ૬

* એ ચંપા નગરીના ચેડારાજાની પુત્રી અને દધિવાહન રાજાની સ્ત્રી હતી. તેને ગર્ભાવસ્થામાં ડોહો ઉપજવાથી રાજાનો પોશાક પહેરી પતિ સાથે હાથી ઉપર બેશી નગરીમાં ફરતાં હાથી નાઠો, તેમાં રાજા વડશાખાએ વળગી રહ્યો અને હાથી રાણીને લેઇ કોઇ અટવીમાં ગયો ત્યાં પદ્મમાવતીએ નીચે ઉતરી આ જીવરાશિ કહેલીછે.

હીંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ;
દોષ અદત્તાદાનનો, મૈથુન ઉનમાદ— તે મુજ૦ ૭
પરિગ્રહ મેળવ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ;
માન, માયા, લોભ મેં કર્યાં, વળી રાગ ને દ્વેષ—તે મુજ૦ ૮
કલેહ કરી જીવ દૂહવ્યા, દીધાં કુડાં કલંક;
નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક— તે મુજ૦ ૯
ચાડી ખાધી ચોતરે, કીધો થાપણ મોસો;
કુગુરૂ, કુદેવ, કુધમનો, ભલો આણ્યો ભરોસો—તે મુજ૦ ૧૦
ખાટકીના ભવ મેં કીધા, કીધી જીવની ઘાત;
ચડીમારને ભવ ચરકલાં, માર્યાં દીન ને રાત—તે મુજ૦ ૧૧
માછીગર ભવ માંછલાં, ઝાલ્યાં જળવાસ;
ધીવર, ભીલ, કોળી ભવે, મૃગ પાડિયા પાસ—તે મુજ૦ ૧૨
કાજી, મુલ્લાંને ભવે, પઢયા મંત્ર કઠોર;
જીવ અનેક ઝબ્બે કર્યા, કીધાં પાપ અઘોર— તે મુજ૦ ૧૩
કોટવાળના ભવે મેં કિધા, આકરા કર-દંડ;
બંધીવાન મરાવિયા, કોરડા-છડી-ડંડ— તે મુજ૦ ૧૪
પરમાધામીના ભવે, દીધાં નારકીને દુઃખ;
છેદન-ભેદન-વેદના, તાડન અતિ તીખ— તે મુજ૦ ૧૫
કુંભારના ભવ મેં કીધા, કાચા નીંભા પકાવ્યા;
તેલી ભવે તલ પીલિયા, પાપે પિંડ ભરાવ્યા—તે મુજ૦ ૧૬
હાળી ભવે હળ ખેડિયાં, ફોડયાં પૃથ્વીનાં પેટ;
સૂડ--નિંદણ કીધાં ઘણાં, દીધા બળદ ચપેટ— તે મુજ૦ ૧૭

માળીના ભવે રોપિયાં, નાનાં વિવિધ વૃક્ષ;
મૂળ--પત્ર--ફળ--ફુલનાં, લાગ્યાં પાપ અલક્ષ— તે મુજ૦ ૧૮
અધોવાઇયાના ભવે, ભર્યો અદકેરો ભાર,
પોઠી--ઉંટ કીડા પડયા, દયા નાણી લગાર— તે મુજ૦ ૧૯
છીંપાના ભવે છેતર્યો, કીધા રંગણ પાસ,
અગ્નિ આરંભ કિધા ઘણા, ધાતુર્વાદ અભ્યાસ—તે મુજ૦ ૨૦
સૂરપણે રણ ઝૂઝતાં, માર્યાં માણુસ વૃંદ;
માંસ--મદિરા--માંખણ ભખ્યાં, ખાધ્યાં મૂળ ને કંદ--તે મુજ૦ ૨૧
ખાણ ખણાવી ધાતુની, અણગળ પાણી ઉલેચ્યાં;
આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપજ સિંચ્યાં—તે મુજ૦ ૨૨
ઇંગાલ કર્મ કીધાં વળી, ઘરમેં દવજ દીધા;
સુસમ ખાધા વિત્તરાગના, કૂડા કોસજ કીધા- તે મુજ૦ ૨૩
બિલ્લી ભવે ઊંદર ગળ્યા, ગરોળી હત્યારી;
મૂઢ મૂરખ તણે ભવે, મેં જૂ લીખ મારી-- તે મુજ૦ ૨૪
ભાડભુંજા તણે ભવે, એકેંદ્રિય જીવ;
જાર-ચણા-ઘઉં સેકિયા, પાડંતા રીવ— તે મુજ૦ ૨૫
ખાંડણ-પીસણ-ગારીનો, આરંભ કીધો અનેક;
રાંધણ-ઇંધણ અગ્નિનાં, પાપ લાગ્યાં વિશેક-- તે મુજ૦ ૨૬
વિકથા ચાર કીધી વળી, સેવ્યા પાંચ પ્રમાદ;
ઇષ્ટ વિયોગ પાડિયા, રૂદન વિખવાદ— તે મુજ૦ ૨૭
સાધુ ને શ્રાવક તણાં, વ્રત લેઇને ભાગ્યાં;
મૂળ ને ઉત્તર તણાં, મુજ દૂષણ લાગ્યાં-- તે મુજ૦ ૨૮

સાપ--વીંછી--સિંહ--ચિતરા, સકરા ને સમળી;
હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સગળી-- તે મુજ૦ ૨૯
સુવાવડ દૂષણુ ઘણાં, કાચા ગર્ભ ગળાવ્યા;
*જેવાણી ઢોળ્યાં ઘણાં, શિયળવ્રત ભગાવ્યાં— તે મુજ૦ ૩૦
ધોબીના ભવ જે કર્યા, જળના જીવ સુંવાળા;
ધૂળે કરી જળ રોળિયાં, દાન દેતા નિવાર્યા— તે મુજ૦ ૩૧
લવારના ભવ જે કર્યા, ઘડયાં શસ્ત્ર અપાર;
કોસ–કોદાળા ને પાવડા, ધિખ ધિખતી તરવાર.–તે મુજ૦ ૩૨
ગુજરના ભવ જે કર્યા, લીલા ભારા વઢાવ્યા;
પાડીને બેસાં મેલિયાં, પાડે ઉઠી છે જવાળા— તે મુજ૦ ૩૩
ઓડના ભવ જે કર્યા, કૂવા--વાવ્ય ખોદાવ્યાં;
સરોવર ગળાવિયાં, વળી ટાંકાં બંધાવ્યાં— તે મુજ૦ ૩૪
વાણિયાના ભવ જે કર્યા, કૂડા લેખ લખાવ્યા,
ઓછું આપી અધિકું લીધું, કુડાં માપ રખાવ્યાં- તે મુજ૦ ૩૫
હાથીના ભવ જે કર્યા, વેલડી વલુરિયાં;
પંખી માળા ચુંથિયા, પાપે પેટજ ભરિયાં— તે મુજ૦ ૩૬
કેરી ને કોઠીંબડાં, વળી લીંબુજ મોર્ય;
રાઇ ચઢાવી શેલણે, પોતે પાપજ સિંચ્યાં— તે મુજ૦ ૩૭
અણુગળ આંધણુ મેલિયાં, અણપૂંજયે ચૂલે;
અણસોયા કણ ઓરિયા, તેનાં પાપ કેમ ભૂલે ?--તે મુજ૦ ૩૮
ભવ અનેક ભમતાં થકાં, કીધો કુટુંબ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તેણે શું પ્રતિબંધ—તે મુજ૦ ૩૯

---

* એંઠવાડનું પાણી.

ભવ અનેક ભમતાં થકાં, કીધો દેહ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તેણુ શું પ્રતિબંધ--તે મુજ૦ ૪૦

ભવ અનેક ભમતાં થકાં, કીધો પરિગ્રહ સંબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તેણુ શું પ્રતિબંધ--તે મુજ૦ ૪૧

ઇણીપેરે ઇહ ભવ પરભવે, કીધાં પાપ અખત્ર;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, કરૂં જન્મ પવિત્ર—તે મુજ૦ ૪૨

હવે રાણી પદમાવતી; કીધાં સરણાં ચાર;
સાગારી અણુસણુ કર્યો, જાણપણાનુસાર— તે મુજ૦ ૪૩

રાગ વેરાડી જે સૂણે, એ ત્રીજી ઢાળ;
સમય સુંદર કહે પાપથી, છુટો તત્કાળ— તે મુજ૦ ૪૪

## ધર્મના પ્રકાર—પ્રભાતિયું.

રે જીવ! જિનધર્મ કીજીએ; ધર્મના ચાર પ્રકાર;
દાન, શિયળ, તપ, ભાવના, જગમાં એટલું સાર--રે જીવ૦ ૧

વરસ દિવસને પારણે, આદીશ્વર સુખકાર;
શેલડી રસ વહોરાવિયો, શ્રી શ્રેયાંસ કુમાર-- રે જીવ૦ ૨

ચંપાપોળ ઉઘાડવા, ચારણીએ કાઢયું નીર;
સતિય સુભદ્રા જશ થયો, શિયળે સુરનર ધીર-- રે જીવ૦ ૩

તપ કરી કાયા શોષવી; અરસ નિરસ આહાર;
વીર જિણંદ વખાણિયો, ધન્ય ધન્નો અણગાર-- રે જીવ૦ ૪

અનિત્ય ભાવના ભાવતાં; ધરતાં નિર્મળ ધ્યાન;
ભરત આરીસા ભૂવનમાં, પામ્યા કેવળ જ્ઞાન-- રે જીવ૦ ૫

જિનધર્મ સુર તરૂ સમો; જેહની શિતળ છાય;
સમયસુંદર કહે સેવતાં, વંછિત ફળ પાય— રે જીવ૦ ૬

# મહાપુરૂષશ્રી ૭ શ્રી હંસરાજજી

# સ્વામી વિષે કાવ્યો.

(૧)

દુહા—શુભ મતિ દીજે શારદા, વાણી અવલ સુજાણ; શાશન જિન શિરોમણી, પરમ રૂષી પરિમાણ ॥ ૧ ॥ હંસરાજજી સ્વામી તણા, ગાશું ગુણ ઉદાર; સાંભળતાં સુખ ઉપજે, તે સુણજો અધિકાર ॥ ૨ ॥ **દેશી લાવણીની** ॥ હું પ્રણમું સદ્દગુરૂપાય, નમું શીરનામી, નમું શીરનામી; પૂજ્ય જસરાજજી પરિવાર, નથુજી સ્વામી ॥ શ્રી જિનશાશન શણગાર, સદા સુખકારી (૨);* સ્વામી મહાપુરૂષ મુનિરાય; અવલ આચારી ॥ તસ શિષ્ય મનોહર સાર, સંસાર હી ત્યાગી (૨); સ્વામી હંસરાજજી મુનિરાય, પરમ વયરાગી (ટેક) ॥ ૧ ॥ શ્રી કચ્છ દેશ શ્રીકાર, રતન સોઇ રાજે (૨); ગુણ વાંકી પત્રી ગામ, છબી શુભ છાજે ॥ શાહ પાસવીર તસ પુન્ય, અતોલ પ્રમાણું (૨); તસ ઘરણી લક્ષ્મીબાઈ, જુગત સોઇ જાણું ॥ તસ કુખ રતન ઉદ્યોત, જૈન ધરમ જાગી (૨); સ્વામી હંસરાજજી ॥ ૨ ॥ સ્વામી સંવત અઢાર અઠયાશી, સમય સોહાવે (૨); સ્વામી મહા મંગળ શુભ માસ, ગુણી જન

---

* જ્યાં કૌંસ કરી બગડો કર્યા હોય તે ટુંક બે વાર વાંચવી.

ગાવે ॥ સ્વામી તીથિ નક્ષત્ર શ્રીકાર; જન્મ દીન સોહીએ (૨); સ્વામી મીઠી શ્રી મુખવાણુ, સદા મન મોહીએ ॥ સ્વામી પુરણુ પુન્ય પવિત્ર, ભલા વડભાગી (૨); સ્વામી હંસરાજજી૦ ॥ ૩ ॥ સ્વામી વરસ પંદર વય સાર, માંડવી આયા; સ્વામી સુણી શ્રી ગુરૂ મુખવાણુ, પ્રેમ રસ પાયા ॥ કરે કરોડ મને શ્રીકાર, સુસંજમ કેરો (૨); ભલો ઉપન્યો અધિકો ભાવ, સો હરખ ઘણેરો ॥ સ્વામી લાલચ સંજમ પ્રેમ, અતિ ઘણી લાગી (૨); સ્વામી હંસરાજજી૦ ॥ ૪ ॥ સ્વામી સંવત શત ઓગણીશ, તીન પર સોહીએ (૨), સ્વામી માસ શુદ વૈશાક, પંચમી હોઈએ ॥ સ્વામી દિક્ષા ગુરૂ દાતાર, નથુજી સ્વામી (૨); પરમ પુરૂષ ભરપુર, વેદના વામી ॥ સ્વામી વસ્તાજીકું સોંપિયા, શિષ્ય સોહાગી (૨); સ્વામી હંસરાજજી૦ ॥ ૫ ॥ સ્વામી શિખ્યા સૂત્ર સિદ્ધાંત, વાંચણી ધારી (૨); સ્વામી વિનય વિવેકી જાણુ, થયા ઉપકારી ॥ સ્વામી તેજપાળજી સંગ, બોલ શુભ ધારી (૨); સ્વામી ગરવા ગુણુ ભંડાર, કિરત સુવિસ્તારી ॥ સ્વામી બાવીસે પરીસા કી, રીત સરાગી (૨); સ્વામી હંસરાજજી૦ ॥ ૬ ॥ સ્વામી અનુક્રમે વિચરતા, ગયા વઢવાણે (૨); પુનઃ રાજકોટ પરિમાણુ, જુગત ધર્મ જાણે ॥ સ્વામી પુંજાજી કે પાસ, સૂત્ર મન સાધે (૨); સ્વામી દોય રહ્યા ચોમાસ, ધર્મ આરાધે ॥ સ્વામી આયા પછી કચ્છ દેશ, પ્રબળ સુખ પાગી (૨), સ્વામી હંસરાજજી૦ ॥ ૭ ॥ સ્વામી ક્રિયાપાત્ર રૂપ, ધરમકી [illegible] (૨), સ્વામી રાગ દ્વેષ મન માંહી, નહીં તિલ માત્ર ॥

સ્વામી ધન્ય ધન્ય શ્રી મુનિરાય, ધીરજ ચિત્ત ધરિયો (૨); સ્વામી ઉત્તમ શ્રી જિનધર્મ, ખુબ ઓચરીયો ॥ સ્વામી દોષ બેંતાલીશ રહિત, ભિક્ષારે માગી (૨); સ્વામી હંસરાજજી૦ ॥ ૮ ॥ સ્વામી મહાવ્રત પંચ આંચાર, ઉજવળ ચિત્ત આયા (૨); સ્વામી દાન શિયળ તપ ભાવ, સુભેદ દીપાયા ॥ સ્વામી દીઠા મુખ દીદાર, સફળ સુખદાઇ (૨); સ્વામી સુણતાં શ્રી મુખવાણ, અધીક સરસાઈ ॥ સ્વામી કહે 'જીવો' કરજોડ, સદા ધર્મ રાગી (૨); સ્વામી હંસરાજજી૦ ॥ ૯ ॥ કલસ-સંવત શત ઓગણીસ ઉપર, વરસ સતર વખાણીએ; માસ શુભ વૈશાક પુનમ, જુક્ત સો જાણીએ ॥ ૧ ॥ મહા પુરૂષ મુનિરાજ કેરા, ધીરજ ગુણ ચિત્ત ધારીએ; શ્રી જિનવાણી સુણો પ્રાણી, નિત્ય ઉઠી સંભારીએ ॥ ૨ ॥ ઇતિ સંપૂર્ણ ॥

(૨)

દુહા—ચોવીસે જીનવર નમી, પ્રણમું સદ્‌ગુરૂ પાય; ગુણ ગાવા ગુરૂજી તણા, મુજ મન હરખ ન માય ॥ ૧ ॥ શુભ મતિ દીજે શારદા, વાણી વર્ણું વિલાસ; તુમ કૃપાથી વર્ણવું, મુનિવર પર્મ કૃપાળ ॥ ૨ ॥ **દેશી લાવણીની** ॥ પરમ પુરૂષ હંસરાજજી સ્વામી, બુદ્ધિવંતને ગુણધારી (ટેક); કૃપા કરી કચ્છ દેશ પધાર્યા, જાકી સુરત લાગે પ્યારી ॥ પરમ૦ ॥ બુદ્ધિ૦ ॥૧॥ શ્રી કચ્છ દેશ શુભ ગામ કહીજે, વાંકી પત્રી શુભ બની, વર્ણ અઢાર વસતા માહી, યાંકી શોભા બહુત ગની ॥ પરમ૦ ॥૨॥

પાસવીરરા પ્રબળ પ્રતાપી, તસ ઘરણી લક્ષ્મીબાઇ; પુર્વ પુન્યે ગર્ભ આયકે, અવતરિયા સ્વામી આંહી ॥ પરમ૦ ॥ ૩ ॥ સંવત અઢાર અઠયાસી ઉપર, માહા મંગળ એ માસ કહ્યો; તિથિ નક્ષત્ર શુભ જોગ કહીજે, સુંદર લક્ષણે જન્મ ભયો ॥ પરમ૦ ॥ ૪ ॥ અનુક્રમે વય વધતી જાણો, બુદ્ધિ પરાક્રમ બહુ હે સારી; વર્ષ ચૌદ લગે સર્વ શીખ્યા, ભણી ગણીને હોશીઆરી ॥ પરમ૦ ॥ ૫ ॥ વર્ષ પંદરના સ્વામી આપે, માંડવી આયા ભાવ ધરી; સ્વામી નથુજીકું શિશ નમાવી, વિનય વંદના બહુત કરી ॥ પરમ૦ ॥ ૬ ॥ પૂજ્ય પસાયે નથુજી સ્વામી, ધર્મબોધ બહુ સમજાવે; ધનની પેરે તે પરિપોષે, રાગીને મન બહુ ભાવે ॥ પરમ૦ ॥ ૭ ॥ શ્રી ગુરૂની મુખવાણી સુણીને, સ્વામી મન મોહ્યું આંહી; સંસાર તણાં સુખ સર્વે ભાખ્યાં, ફરતી જયું વાદળ છાંડી ॥ પરમ૦ ॥ ૮ ॥ કર જોડી ગુરૂપાસે બોલ્યા, સ્વામી અરજ શ્રવણે ધારો; કૃપા કરી મુજ દિક્ષા દીજે, ભવજળથી મોય પાર કરો ॥ પરમ૦ ॥ ૯ ॥ કરૂણા સાગર સદ્‌ગુરૂ ભાખે; વાર ન કીજે શુભ કામે; વચન સુણી રળીયાયત હોવે, વ્યાધી વેદના દુઃખ વામે ॥ પરમ૦ ॥ ૧૦ ॥ સંવત ઓગણીશ તીન હે ઉપર, ભલો માસ વૈશાક જાણો; ધવળ પંચમી તીથી કહીજે, દીક્ષાનો દીન એજ ગણો ॥ પરમ૦ ॥ ૧૧ ॥ કૃપાસિંધુ હંસ-રાજજી સ્વામી, લઘુ વયમાં સંજમ લીધો; માયા કાયા જુઠી જાણી, પરીગ્રહ સઘળો ત્યાગ કીધો ॥ પરમ૦ ॥ ૧૨ ॥ દિક્ષા ગુરૂ તસ નથુજી સ્વામી, પરમપુરૂષ સમતા ધારી; શિષ્ય સોંપ્યા

શ્રી વસ્તાજીકું, વિનયવંત લાવણ્ય ભારી ॥ પરમ૦ ॥ ૧૩ ॥ સુત્ર સિદ્ધાંત વાંચણી શીખ્યા, બોલ વિસ્તાર સર્વ જાણીને; સંજમ મારગ સુદ્ધા પાળે, જીવદયા મન આણીને ॥ પરમ૦ ॥ ૧૪ ॥ અનુક્રમે મુનીરાજ વિચરતા, ચાલ્લા ગયા તબ વઢવાણે; રાજકોટમેં સ્વામી આયે, ગુરૂવચન સત્ય કરી જાણે ॥ પરમ૦ ॥ ૧૫ ॥ પુંજાજી પાસે સિદ્ધાંતજ શીખે, અર્થ યુક્તિ રૂદિયા ધારે; ઉભય ચોમાસું રહ્યા પૂજ્ય પાસે, શુભ વિદ્યા શીખ્યા સારે ॥ પરમ૦ ॥ ૧૬ ॥ રાગ દ્વેષ મન મોહ ન મમતા, તપસ્યા ઉપર મન ભારી; ઇંદ્રીજીત સકલ દઢ રાખત, દોષ દૃષ્ટિકું નિવારી ॥ પરમ૦ ॥ ૧૭ ॥ પંચ મહાવ્રત સુદ્ધાં પાળે, રાત્રિભોજન પરિહારી; છકાય જીવતણા હીતકારી, નવ વાડયે શુદ્ધ બ્રહ્મચારી ॥ પરમ૦ ॥ ૧૮ ॥ દશવિધિ જતિધર્મ શુદ્ધ પાળે, આતમનાં દુષણ ટાળે; બાવીશે પરીસાને જીતી, જિનમાર્ગ બહુ અજવાળે ॥ પરમ૦ ॥ ૧૯ ॥ સંવત શત ઓગણીશ કહીજે, વરસ અઢારે સાલ સહી; વિચરતા મુનિરાય પધાર્યા, કચ્છ દેશપે કૃપા ભયી ॥ પરમ૦ ૨૦ ॥ ચતુરમાસ શ્રી માંડવી કીનો, ધર્મયુક્તિ રૂડી જાણી; સુત્ર સિદ્ધાંત અર્થ વિસ્તારે, સ્વામી તણી મધુરી વાણી ॥ પરમ૦ ॥ ૨૧ ॥ નરનારી મન હરખ ધરીને, ગુરૂજીના બહુ ગુણ ગાવે; જિનમારગ દિપાયો સ્વામી, તમ દર્શનથી સુખ થાવે ॥ પરમ૦ ॥ ૨૨ ॥ કરજોડી 'સોમો' એમ વદે, મુનીરાજ મહાવ્રતધારી; કૃપા કરી મહારાજ પ્રભુજી, લીજો વંદના હમારી ॥ પરમ૦ ॥ ૨૩ ॥

કળશ—છઠુ અઠુમ બહુ તપ કરે તે, ઓર તપ બહુ ભાતના; છકાય પિયર સ્વામી કહાવે, રક્ષાકારી જીવના ॥૧॥ એવા મુનિવર પાય વાંદો, ભવી તુમે ભાવે કરી, વીતરાગ મારગ સાધતાં, દુઃખ જાયશે ભવનાં ટળી ॥ ૨ ॥ ઇતિ સંપૂર્ણ ॥

( ૩ )

**॥ દેશી લાવણીની ॥** કચ્છ દેશ ' મંડનપુર ' મોહન, શોભા વિવિધ પ્રકાર બની; ઇંદ્રપુરી ઓપમાન બખાનત, રાજ્ય કરત રાયો ધની ॥ ૧ ॥ બહુત જિહાં વ્યવહારી બસત હે, પુન્યવંત ધનવંત હે ભારી; વિનય વિવેકી ધરમકે લાયક, સત્ય સહાયક નરનારી ॥ ૨ ॥ જૈનધર્મકે વૃંદ બિરાજત, શ્રાવકકી સુભાગ્ય બડી, સાધ સાધવી આય રહત હે, પ્રતિબોધત પ્રખદાય જડી ॥ ૩ ॥ 'કૃષ્ણ' ગુરૂકો ગચ્છ જિહાં ગાજત, રાજત મહંત મુનિ સંઘ કને; 'દેવમુનિ' 'જસરાજજી' સ્વામી, શિષ્ય સોભાગી બહુત બને ॥ ૪ ॥ શાસનમેં શાશનકે દાયક, લાયક મુનિ 'હંસરાજજી' હુએ; બંસ બનીકમેં જન્મ લીયો જબ, સંજમ લેકર કર્મ ખુએ ॥ ૫ ॥ માત ' લક્ષ્મી ' શિયળ સુશોભિત, તાત 'પાસવીર' શાહ કહું; કુળમેં દીનકર હુએ મુનિવર, ગુનકો કિન બિધ પાર લહું ॥ ૬ ॥ રસના પાવન કરને કારન, સંક્ષેપે તસ જશ બરનું; સુનકે સબ જન ધરો ચિત્તમેં, સુન હે ઉનકું દુઃખ હરનું ॥ ૭ ॥ પંચ યામકો બોજ ઉઠાયો, પંચ સમિતિસેં પ્રીત લગી; પંચક્રિયા પંચ આશ્રવ ત્યાગી,

આતમકી શુભ જ્યોત જગી ॥ ૮ ॥ પંચ વિષયકુ વિષ સમ જાનત, ધ્યાન અનિત્ય નિત્ય ધ્યાવત હે; પંચ સઝાય તરૂ વાસ કરત હે, અરિહંતકે ગુન ગાવત હે ॥ ૯ ॥ પચીશ ભાવના પર્મ પાવના, તીહુ ગુપ્તિસે ગુપ્ત ભયે; છહુ કાયકા પિહર પ્રતાપી, દિન દિન શુદ્ધ વૈરાગ્ય નએ ॥ ૧૦ ॥ સપ્ત ભયકું ટાલ દીયા મુની, અષ્ટ મદકું રિદ કીને; નવ વાડસેં શિયલ ધરત શુભ, જતિધરમમેં લયલીને ॥ ૧૧ ॥ દુવાદશ ભેદે તપ નિત્ય તપતે, અષ્ટ કરમકું જેર કિયા; સત્તર પ્રકારે સંજમ શુદ્ધ પાલત, પાપ અઢારે ફેંક દિયા ॥ ૧૨ ॥ રાગ રોષ રખતે નહિ દીલમેં, નિષ્કપટી કોમળ છતિયા; ઉપશમમે લીન રહે અરૂ, બોલત હે કોમળ છતિયા ॥ ૧૩ ॥ અખંડ આચારી શુદ્ધ વિહારી, શેજ સમાધી ચિત્ત ધારી; પરીસહ ફોજ ચઢી મતવાલી, ક્ષમાખડગસેં સંહારી ॥ ૧૪ ॥ મોહકી ફોજકું મોડ દીએ મુનિ, નિજ પરાક્રમકું વિસ્તારી; ભાવ સંવરમેં ચઢે સુહંકર, સુરવીર જગ જયકારી ॥ ૧૫ ॥ જ્ઞાન ગલનમેં કેલ કરત નિત્ય, ધુન લગી હે ધ્યાનનમેં; લજ્જા દયા ખૂબ ભરી નેનમેં, શશી શીતળતા આનનમેં ॥ ૧૬ ॥ ચરન કરનકે ધરન મુનીશ્વર, હરન શરનકે ભવફંદા; પતીત ઉધારણ કર્મ વિદારણ, શાંત સ્વભાવી સુખકંદા ॥ ૧૭ ॥ વિકથા વિષયકું વિષ સમ જાનત, માન ન દેવત માનનીકું, નજર પસારી નિરખે ન નારી, નરકકી બારી ધાર નીકું ॥ ૧૮ ॥ ગજગતિ મલપતી ચાલ ચલત હે, ધીરજવંત ધરી લક્ષકે; વિચરત દેશ વિદેશ હંસમુનિ, અહાર અરસ

નિરસ ભક્ષકે ॥ ૧૯ ॥ અધ્યાતમ અનુભવ રસ સ્વાદી, ચંડીતાઇ પટુતાઇ ધની; સંઘ માંય દિનમણી સમ રાજત, પાપ નિકંદન પાર્શ્વમની ॥ ૨૦ ॥ મન તન વાયક જોગ અખંડિત, ગુન સિત્યાઇસ મુનીયનકે; સંઘ ચતુર બિધ શેવત ચરને, ગુન શરાહત ગુનીયનકે ॥ ૨૧ ॥ હાસ્ય કુતુહલ કબુકુ ન કરતે, મુની બિચરત હે મહીયલમેં; સુમતાધારી હે અવતારી, હર્ષ શોક નહિ હંશનમેં ॥ ૨૨ ॥ મેરૂગિર સમધીર મહંતની, સાગરસમ ગંભીર સદા; નિંદ્રા સ્તૂતિ શ્રવને સૂનકે, શોકાનંદ કરે ન કદા ॥ ૨૩ ॥ આગમ અગમ ઉદધિ અવગાહે, જાને જિનમત હારદકું; અવસર લૈ ઉપદેશ સુનાવત, રાવ રંક પ્રજા સબકું ॥ ૨૪ ॥ અનેક ગુન મેરે ગુની સાહેબકું; કયું બરનું રસના એકી, પરખત પર તરૂવર કે પુલકું, કયું લેવેવા મન થેકી ॥ ૨૫ ॥ કરોડ કલ્પ લગે કથે સો કત્રીયન, કવિતા સુંદર વિસ્તારી; રસના સહસ્રહી બનાવી, ગુનકો ન લહત પારી ॥ ૨૬ ॥ જિનમતકો શિણગાર શોભાગી, જિનમતિ અન્યમતિકુ પ્યારે; સમદ્રષ્ટિકું સબ જન માનત, એહુ ચલગત હે જગ સારે ॥ ૨૭ ॥ ચિત્તમેં બસો મુજ મનકે મોહન, દો દર્શન વારંવારી, બહુ ગુન ધરત હે સ્વામી, બેર બેર જાઉં બલહારી ॥ ૨૮ ॥ ગોંડલ ગામકી શોભા સુંદર, ગુરૂ ગિરિ સંઘકી આદી જિહાં; જિનમતકો ઉદ્યોત કરત હે, સાધ સાધવી બહુત તિહાં ॥ ૨૯ ॥ ગીરી સંઘ ગુરૂકે શાશનમેં, [illegible] સંજમ વ્રત દ્રઢધારી; અખંડ આચારી ધીરજવંત ગુરૂ,

ગુંભોજી સ્વામી ભારી ॥ ૩૦ ॥ તસ લઘુ ભ્રાતા વિશ્વવિખ્યાતા, વૃદ્ધ મુનિવર ગુણ ભરિયા; તસ પદપંકજ અનુચર એવા, 'ખોડીદાસ' દિલ દુખ હરિઆ ॥ ૩૧ ॥ ¹અબ્ધિ ²જુગલ ³અહી ⁴શશિ સાલમેં; માસ પૌસકી પૂર્ણ તીથી; 'જોડીયા' બંદરે કીની લાવની, મુનિ હંસરાજજીકે ગુન કથી ॥ ૩૨ ॥ ॥ ઇતિ સંપૂર્ણ ॥

(૪)

**દેશી કડખાની-પ્રભાતિયાની**—ભાવધરી પાત્રમાં શીશ નામો સદા, મુનિ હંસરાજજીને શરણે આવો; આલ પંપાલ જંજાલ મેલી પરો, ગુરૂ ગુણ માલના ગુણ ગાવો ॥ " ભાવ ધરી પાત્રમાં શીશ નામો સદા, મુનિ હંસરાજજીને શરણે આવો "--એ આંકણી ॥ ૧ ॥ કર્મદલ કાપશે ધર્મ દૃઢ થાપશે, મર્મ બતાવશે જ્ઞાન કેરો; ત્રોડી અજ્ઞાનતા મોડી દુર્ગુણલતા, સદ્‌ગુરૂ સારો કરશે સુધારો ॥ ભાવ મુનિ ॥ ૨ ॥ માત લક્ષ્મી તણા નંદ સોહામણા, ગુણતો છે ઘણા કેમ ગાઉં; મોહ ઉદધિ ઊતરી નિજ હસ્તે કરી, કેમ કરી તેહને પાર જાઉં ॥ ભાવ ॥ ॥ ૩ ॥ અલ્પ બુદ્ધે કરી કલપના કલપીએ, જલપીએ જશ તોરણ તાજા; હંસ સમ હંસ કુલવંશ અવતર્યા ધન્ય, કીરતિના વિધ વાજીંત્ર વાજા ॥ ભાવ૦ ॥ ૪ ॥ પીયર ખટકાયના તુમ્હ તણી આયના, ચાયના શુભથી તે પાળે; મોહના ફંદ આનંદથી ત્રોડીને, મોક્ષના સુખમાં તેહ મ્હાલે ॥ ભાવ૦ ॥ ૫ ॥ સત્ય

વાદી સુરવીર [illegible] ધીરને, માન અમીરનો ગર્વ ગાળે; ક્રોધ મહા જોધ [illegible] કુબોધને, શુદ્ધ પાવક માંહે પ્રજાળે ા ભાવ૦ ા ૬ ા અદત્તને પરિહરી જીત્યા અબ્રહ્મ અરી, દૃષ્ટિ અમૃત ભરી સ્વામી કેરી; અહોનીશ ધ્યાનમાં ધુન લાગી રહી, અનુભવની લહી શુદ્ધ શેરી ા ભાવ૦ ા ૭ ા સ્વપ્ન સંસારમાં સાર નવી લેખવે, અતીસેં અસાર ગણે છાર તોલે, ભોગ તો રોગ સમ જાણીને છાંડીયા, વચન નિરવદ્ય મુનિરાજ બોલે ા ભાવ૦ ા ૮ ા ફંદ માયા તણો દુઃખ કંદ નિકંદીઓ, પાપના વૃંદથી પક્ષ છોડી; દક્ષ પ્રત્યક્ષ નિજ વક્ષને ચારવા, પંચ મહાવ્રતથી પ્રીત જોડી ા ભાવ૦ ા ૯ ા મદને રિદ કર્યા સપૂનવી ચિત્ત ધર્યા, નવી ડર્યા પરિસહો પાજીઓથી; પંચ સમિતિ ત્રણ ગુપ્તિને ચિત્ત ધરે, થરહરે તરૂણીઓ તાજીઓથી ા ભાવ ા ૧૦ ા વદન પુનમ શીશી વાણી અમૃત જશી, તન મન ઉલસીને શ્રવણ કીજે; વિષમ વિષવાદ સ્વાદ પરીહરી, સૂત્ર સિદ્ધાંતની સ્વાદ લીજે ા ભાવ૦ ા ૧૧ ા મલપતા ગજગતિ જીવ જતના અતિ, જતિ મતિ ધરી વૃત્તિ શુદ્ધ જેની; સંજમી દિલરમી સમકિત વાસના, આશના અહોનીશ રાખો એની ા ભાવ ા ૧૨ ા મેરૂ સમધીર ગંભીર સાગર વડા, સીંહ સમવીર પરાક્રમી પૂરા; ત્યાગી વૈરાગી અનુરાગી અધ્યાતમી, શીયળ શોભાગી સ્વામી સનૂરા ા ભાવ ા ૧૩ ા પંચ ઇંદ્રી અરી વિષયને વશ કરી લાલચ હરી શુભ રીતે; [illegible] તજી ચિત્ત સંતોષને રાખીઓ, પંચ પ્રમાદ તજી આશ

પ્રીતે ॥ ભાવ૦ ॥ ૧૪ ॥ જ્ઞાન અભ્યાસીને તપથી કાયા કશી, કુમતિ કોરે ખશી નાશી ન્યારી; દઈ ઉપદેશ નરનારીને તારતા, વારતા વિષયની નહિ જ પ્યારી ॥ ભાવ૦ ॥ ૧૫ ॥ દેશ વિદેહમાં વિખ્યાતી વાધી ઘણી, સિંઘમાંહી દિનમણી રત્ન રાજે; અચીત ચિંતામણી પરમ પારસમણી, સુરત સોહામણી સુબુદ્ધ છાજે ॥ ભાવ૦ ॥ ૧૬ ॥ દોષ દરીઆવમાં નાવ મુની રાવ છે, ભવીજન ભાવથી જેહ બેસે; ત્રોડી ભવરાશને કરમ કંકાશને, મોક્ષ અંદર ખોડીદાસ લેશે ॥ ભાવ૦ ॥ ૧૭ ॥ સંવત ઓગણીશ સપુ વીશની સાલમાં, પોસ શુદી પૂર્ણિમા શુક્રવારે; જોડીઆ અંદરે જોડ ભાખી ભલી, અતિસે ઉલટ ધરી પર્મે પ્યારે ॥ ભાવ૦ ॥ ૧૮ ॥ ઇતિ સંપૂર્ણ ॥

(૫)

દુહા—વંદુ જિન ચોવીશને, પ્રથમ કરૂં પ્રણામ; નામ જપંતાં તેહનાં, શીજે વંછીત કામ ॥ ૧ ॥ શુભ મતિ દેજો શારદા, વાણી દાતા માય; ગુરૂ તણા ગુણ ગાયવા, મુજ મન ભાવ જ થાય ॥ ૨ ॥ ગુરૂ ગુણ સાયરસો ભર્યા, કિણ વિધ પીધો જાય; હીરા ચંચુને ભરી, મગ્ન રહે મનમાંય ॥ ૩ ॥ સ્વામી હંસરાજજી મહામુનિ, ગુરૂ ગુણના ભંડાર; અવતરિયા અવની વિષે, કીધા ઘણા ઉપકાર ॥ ૪ ॥ પૂર્વે પુન્યના જોગથી, પંડિતમાં શીરતાજ જિનશાશનમાં શોભતા, તરણ તારણ જહાજ ॥ ૫ ॥ આયુષ્યને પૂરૂં કરી, દેવ થયા મુનિ એહ; વિરહો પડયો આ લોકમાં, જ્ઞાની ગુરૂનો તેહ ॥ ૬ ॥ દેશી “ જ્ઞાની ગુરૂ

હંસના જેવારે, મળે ક્યાંથી મુનિવર એવારે "—એ આંકણી ॥ અવતરિયા અવની વિષેરે, કીધા ઘણા ઉપકાર; મહિમંડળે વિચરતા સ્વામી, બુઝવિયાં નર ને નાર ॥ જ્ઞાની ગુરૂ૦ ॥ ૧ ॥ પંચ મહાવ્રત સુદ્ધાં પાળે, રાત્રી ભોજનનો ત્યાગ, બાવીસે પરિસહને જીત્યા, આતાપી વડ ભાગ્ય ॥ જ્ઞાની૦॥ ૨ ॥ સત્તરે ભેદે સંજમ પાળે, જીવ છ કાયના નાથ; શુભ જ્ઞાને શોભે મુનિવર, અંહાનીશ આગમ હાથ ॥ જ્ઞાની૦ ॥ ૩ ॥ બારે ભેદે તપ તપેને, બ્રહ્મચારી નવ વાડ; જિન આજ્ઞા અનુસરીને, જીતેંદ્રી ગ્રાહણ હાર ॥ જ્ઞાની૦ ॥ ૪ ॥ દશવિધ જતિ ધર્મ દિપાવે, ગુણ સત્તાવીશે શોધ; છન્નું દોષ ટાળીને લેતા, આહાર કરે અબાધ ॥ જ્ઞાની૦ ॥ ૫ ॥ જ્ઞાની ગુરૂ મહા ગુણવંતીને, પંડિત-માં શીર તાજ, જિનશાશનમાં શોભતારે, તરણ તારણ જહાજ ॥ જ્ઞાની૦ ॥ ૬ ॥ આગમના તે અનુભવીને, સમજે સૂત્ર સિદ્ધાંત, રહસ્ય તેનાં રળિયામણાં છે, આતમમાં એકાંત ॥ જ્ઞાની૦ ॥ ૭ ॥ નિજગુણ પરગુણ પીછાનતાને; આતમ જ્ઞાન અનૂપ; નિશ્ચય વ્યવહારનો નિર્ણય કરતા, કરણીમાં નહિ ચૂક ॥ જ્ઞાની૦ ॥ ૮ ॥ વ્યાખ્યાન વાંચે મહા મુનિવર, આપે શુભ ઉપદેશ, આરંભ જીવ વોસરાવેરે, એમ વદે હમેશ ॥ જ્ઞાની૦ ॥ ૯ ॥ અમૃત રૂપી વચન એવાં, ઉગ્યાં જેને અંગ, છતી ઋદ્ધિને છોડી કરીને, સંજમ લીધ સુચંગ ॥ જ્ઞાની૦ ॥ ૧૦ ॥ ગામ નગર પુર વિચરતાને, કરતા ઉત્તમ કામ; સંવત ઓગણીશ પાંત્રીશનો, ચોમાસો આવ્યા ગામ ॥ જ્ઞાની૦ ॥ ૧૧ ॥ ચરમ ચોમાસો મહામુનીનો,

જાણો વડાળા ગામ, નરનારી મન હરખિયાં સહુ; ભલે પધાર્યા શ્યામ ॥ જ્ઞાની૦ ॥ ૧૨ ॥ શ્રી ગુરૂની મુખવાણી સુણીને, સહુ જન રાજી થાય, પર્વ પજોસણ ખૂબજ દીપ્યાં, મહામુનીને પસાય ॥ જ્ઞાની૦ ॥ ૧૩ ॥ ભાદરવાને કાળે પક્ષે, કીધા મહા ઉત્પાત; જવર સંજોગે વમન વળગી, શોધ્યાં ગુરૂનાં ગાત્ર ॥ જ્ઞાની૦ ॥ ૧૪ ॥ વિમોગણી તીથિ વેગશું આવી, અમાવાસિયા નામ; જ્ઞાની ગુરૂનો વિયોગ પડિયો, દીધે ન જડે દામ ॥ જ્ઞાની૦ ॥ ૧૫ ॥ ખટ ઘડી નિશાને જતાં, સ્વામી શુભ પરિણામ; સુરતી સહિત દેહીજ મૂકી, સ્વર્ગે ગયા તે સ્વામ ॥ જ્ઞાની૦ ॥ ૧૬ ॥ સંઘ સમસ્ત બોલ સુણીને, તતક્ષણ આવ્યા ત્યાંય; કરે અતિશય ઓરતો સહુ; દેહીને નીરખી જોય ॥ જ્ઞાની ॥ ૧૭ ॥ કમી તેડાવીને આંતે બનાવી, માંડવી વિસ્વાવીશ; મશરૂથી મઢાવી માનો, રવી ઉગતે દીધ ॥ જ્ઞાની૦ ॥ ૧૮ ॥ મધ્યસ્થળે મુનિ દેહ પધરાવી, ઓપે અજબ વૈમાન; સુંદર દેરાઘાટ સ્વરૂપી; ઉપર પતાકો જાણ ॥ જ્ઞાની ॥ ૧૯ ॥ વિવિધ પ્રકારનાં વાજાં વાજે, ઝાંઝો તણા ઝમકાર; શહેરથી મહોચ્છવ અધિકો સમજો, ગામ વડાળ મોઝાર ॥ જ્ઞાન ॥ ૨૦ ॥ નિર્વાણ મહોચ્છવ નિરખવાને, આવ્યાં વરણ અઢાર; ગુરૂ તણા ગુણગ્રામ ગાતાં, લાણીથી નરનાર ॥ જ્ઞાની૦ ॥ ૨૧ ॥ દહનક્રિયા કરી મુનીની, નાહ્યા નિર્મળ નીર; રાગીને રૂદે ઘણો આવે; ચિત્ત ન રહે ધીર ॥ જ્ઞાની૦ ॥ ૨૨ ॥ વળતાં થાનક આવી ઉભા, કરી લૌકીક કામ; ગુરૂ વિયોગનો

ઓરતો કરતા, પોત્યા નિજ નિજ ધામ ॥ જ્ઞાની૦ ૨૩ ॥ સાધુ સાધવી શોચ કરંતાં, શ્રાવક શ્રાવિકા તેમ; રાંક તણી ગાંઠેથી છુટયો, જાણે ચિંતામણી જેમ ॥ જ્ઞાની૦ ॥ ૨૪ ॥ આદરો આયુષ્ય અથિર જાણીને, શિયળ દયા તપ દાન; વધ ઘટ ઘડી નવી બનીરે, જિન શ્રી વૃદ્ધમાન ॥ જ્ઞાની૦ ॥ ૨૫ ॥ મનોહર અંદર માંડવીમાં, રહેવાશી સોજાણ; સોગે ગુરૂના ગુણ જ ગાયા, જથા બુદ્ધિ પરિમાણ ॥ જ્ઞાની૦ ॥ ૨૬ ॥ કળશ ॥ પંચમહાવ્રત ધારી, બાર તપ બહુ જાતના, છકાય પિયર સ્વામી કહાવે, રક્ષાકારી જીવના ॥ ૧ ॥ એવા મુનિવર પાયે વાંદો, ભવી તમે ભાવે કરી; વીતરાગ મારગ સાધતાં, દુઃખ જાયે ભવનાં ટળી ॥ ૨ ॥ ઇતિ સંપૂર્ણ ॥

## ઇતિશ્રી હંસરાજજી સ્વામી વિષેનાં કાવ્યો સંપૂર્ણ.



## અથશ્રી શિયળની સોળ કહા.

ધરમના છે અનેક પ્રકાર, વ્રત મોટાં કહ્યાં પંચહી સાર કે, શિયળ સમો જગ કોયે નહીં; સૂત્ર કુરાન પુરાણ વિચાર કે, શિયળને સર્વ કોય વર્ણવે; શિયળથી માંડજો પ્રીત અપાર કે, મર સમણી જનુની કરી જાણજો; આંખ મીંચી મત કરજો અંધાર કે, એગોહી પરભવ પહોંચણો; દુઃખ દેશે એરી કામ વિકાર કે, આકેહી અંબ ન લાગશે; શંબલ લેજો શુભ સમકીત સાર કે, તો શણગાર શોહામણો; શિયળશંબલવિના

નહિ કોયે આધાર કે, **શિયળ અખંડીત સેવજોજી ॥૧॥** જેવો ચંચળ કુંજર કાન, વેગો પડે પાકો પીંપર પાનકે, જેવી ચંચળ વીજળી; જેહવો ચંચળ સંધ્યાનો વાન કે, ડાભ અણી જળ જેહવો; જેહવો અથીર જોબન અભિમાન કે, ક્ષણક્ષણ જાયે છે છીજંતો; વિષયમાં મ રાચજો વિષ સમાન કે ફળ કિંપાકની ઉપમા; સુખ નહિ એતો દુઃખની ખાણ કે, તૃપ્ત હુઈ કોઈ મુઆ નહીં; ઇંદ્ર નરેંદ્ર બડે બડે રાજાનકે, આશા વળુંધા સમ ચલ્લ ગયા; પરભવમાં હુઆ ઘણા હેરાનકે, રમણીના રૂપમાં મ રાચજો; સૂત્રમાં ભાખ્યો શ્રી ભગવાનકે, **શિયળ અખંડીત સેવજોજી ॥ ૨ ॥** શુદ્ધ શિયળ પાળ્યે કુળ કલંક ન હોય, જિન ધર્મ સાચો કરી જાણજો શોયકે, પાપને મૂળથી પરિહરો; દેવ દેવી તણો પૂજયનીક હોય કે, ત્રણ લોકમાં સુજસ હોવે ઘણો; રોગ ને આપદા તેહને નહિ કોય કે, મોક્ષગામી હોવે શિયળથી, અગ્ની શિતળ હોવે શિયળથી જોય કે, શિયળથી વીષ અમરત હોવે; શિયળથી સરપ હોવે ફુલની માળ કે, હાથી હોવે બકરી સારીખો; સિંહ હોવે જેસો મૃગ શિયાળ કે, આપદા ટળે સંપદા મળે; કામણ દૃષ્ટ મૂઠ દીએ શિયળ ટાળ કે, સમુદ્ર તાગ દીએ તેહને; શામેરા ટીંબા સમાન હોવે તતકાળ કે, વીર જીનેશ્વરે એમ કહ્યું; એવા ગુણ જાણી શિયળ શુદ્ધ પાળકે, **શિયળ અખંડીત સેવજોજી** ॥૩॥ ચોથો જે સંવર દસમે અંગ, અર્થ કહ્યા તે સુણજો મન રંગકે, અંગથી આળસ પરિહરો; બારે પ્રખદા

તેહને સંગકે, વાંણી જોજન ગામીની; વીરે વખાણ્યો શિયળ સુચંગ કે, સગુણે માણસે ભલો જાણીએ; જેણે આદર્યો શિયળ અડે ઉછરંગકે, તે તરિયા સંસાર સમુદ્રને; શેષ્ય બાકી રહી નદી ગંગકે, તે જતને કરી રાખજો; એક ભાગ્યે સર્વે વ્રતનો ભંગ તે જતને ઘણું કરી રાખજો; એક ભાગ્યે સર્વ વ્રતનો ભંગકે, એહવો બ્રહ્મચર્ય મોટકો; મોટો કહ્યા તે છોટાને પ્રસંગકે, બત્રીશ ઉપમાએ વર્ણવું; એક એકથી અધિક સુણજો મન રંગકે. **શિયળ અખંડીત સેવજોજી ॥ ૪ ॥** ગ્રહગણુ માંહે બડો જેમ ચંદ્ર, રત્નાદિક આગર માંહે સમુદ્રકે, રત્ન માંહે વૈડુર્ય મોટકો; ભુષણ માંહે મોટો મુગટ સોહંતકે, વસ્ત્ર મોટું ક્ષોમે કપાસનું; ફુલ માંહે મોટો અરવિંદકે, ચંદન માંહે ગોશીર્ષ વખાણીએ; હેમવંત મોટો કહ્યા ઔષધી વૃંદકે, નદીમાં શીતોદા મોટકી; સમુદ્ર માંહે સ્વયંભુ રમણ છે અધિકકે, રૂચક પર્વત મોટો વાટલો; હાથી માંહે ઐરાવણ ગયંદકે, ચોપગાં માંહે સિંહ કેશરી; સોવનકુમારમાં દેવ વેણુંદ કે; ધરણેંદ્ર નાગકુમારમાં; (તેમ) સરવે વ્રત માંહે શિયળવ્રત અધિક સોહંતકે, **શિયળ અખંડીત સેવજોજી ॥ ૫ ॥** દેવલોક મોટોહી પાંચમો જાણ, સભામાં સુધર્મી સભા વખાણકે, સ્થિતિમાં લવશતમા કહી; દાનમાં બરો છે અભયદાનકે, રંગમાં કરમજી મોટકો; સંઘેણમાં મોટો પહેલો જાણુકે, સમચોરસ મોટો સંઠાણમાં; ધ્યાનમાં મોટો છે શુક્લધ્યાનકે, મુનીવર માંહે તીર્થંકરૂં; ક્ષેત્રમાં મહાવિદેહ ક્ષેત્ર વખાણકે, પર્વતમાં મેરૂ ઉંચો કહ્યો; વનમાંહે

નંદનવન વખાણુંકે, વૃક્ષ માંહે જંબૂ સુંદર ઘણું; સેજ્યામાં ચક્રવર્તીની સેજ્યા વખાણુકે, રથમાં મહારથ મોટો કહ્યો; (તેમ) સર્વ વ્રતમાં શિયળવ્રત અધિક સુજાણુકે, **શિયળ અખંડીત સેવજોજી ॥ ૬ ॥** સુગુણા માણસ તમે સાંભળજો અરદાસ, જાય છે જોબન ત્રુટે છે આશકે, તો સુરા રહેજો સહી, એણે જુગ મારગ માંડયો છે પાશકે, વિષય વિલાસમાં મત ભૂલજો; એણે જુગ નરપતી થાય છે દાસકે, આંખી અણી કેમ ઉગરે; મોડે છે અંગ કરે મુખ હાસ્યકે, એણે જુગ દોષીત રાખશે; બળ ધન જોબન કરણી વિનાશકે, નામ છે અગળા નારનો; તેણે ઇંદ્ર નરેંદ્ર કીધા વશ્ય નાસકે; ત્રિભૂવન પાય લગાવીઆ; નજરે પડયા કરે શિયળ વિનાશકે, ત્રિષય કરણને વાપરી; તે દૂર તજે કરે શીવપુર વાસકે, **શિયળ અખંડીત સેવજોજી ॥ ૭ ॥** નારીને કાજે હુઆ ઘણા સંગ્રામ, બડે બડે રાજન રહ્યા રણઠામકે, કટી કટી મુઆ છે અતિ ઘણા; કોણ કોણ નગરને કોણ કોણ ગામકે, કહું છું થોડી શી વાનગી; ચિત્ત લગાડી સુણો તેહનાં નામકે, દ્રૌપદી કેશ પ્રસંગથી, પાડી કરશનજીએ પદમોનરની મામકે, રાવણે સીતા અપહરી; ભારથ કીધાં ત્યાં લક્ષમણ રામકે, ઉદાઇને ચંદ પ્રદ્યોતને; એ પણ સૌ માનનીનું છે કામકે, અરજુને જુધ કીધાં ઘણાં; રતન સુભદ્રા પરણવા કામકે, **શિયળ અખંડીત સેવજોજી ॥ ૮ ॥** મયણરેહા તણે કારણે જાણ, મણીરથ હણ્યા છે બંધવ પ્રાણકે, મરી નરકે ગયો સાતમી; ચંદ પ્રદ્યોતન રાજા પીછાનકે, મૃગાવતીનું રૂપ

સાંભળી સૈન્યા લઇ આવ્યો મોટે મંડાણકે, કોસંબી નગરી ઘેરી લઇ; જીવ ઘણાનો કીધો ઘમશાણકે, રોહણી પરણવા કારણે; વસુદેવ રાજાએ કીધું યુદ્ધ તાણકે; વળી રાણી પદમાવતી; તેનું કોણીકે વચન કીધું પરમાણ કે, દશમાઈ દોએ માનંગ મરાવીઆ; તેણે નાનાની માની નહી મુખવાણ કે, એક કરોડ એશી લાખ ઉપરે; મનુષ્ય ઘણાનો કીધો ઘમશાણ કે, શિયળ અખંડીત સેવજોજી ॥ ॥ ૯ ॥ અથીર હોવે જેવી આભની છાંય, અથીર હોવે જેહવી કાયર બાંય કે, અથીર કન્યાધન જેહવો; અથીર હોવે જેહવો દારનો ત્રેહકે, અથીર રાજ હોવે કુળળો; અથીર ધનુષ્ય આકાશનું જેહકે, અથીર ઘાસનું તાયણું; અથીર હોવે તેવી માનવ દેહકે, અથીર કુંભ માટી તણું; કુટ જાવે લાગે થોડીશી ઠેહકે, અથીર રંગ પતંગનું; અથીર જાણો તેવો નારી સ્નેહકે, પ્રાણ જો આપીએ એહને; તો પણ છેડે દેખાડે છે છેહકે, શિયળ અખંડીત સેવજોજી ॥૧૦॥ નારીના ચરીત્રનું નવી લાભે અંત, ઉંદર દેખી હોવે ભયભીતકે, સાપ ઓશીકે લઇ સુએ; ડેલી ઓળંગતાં દુઃખ ધરંત કે, કામ પડે ગીરીધર ચઢે; સકલ ધાત્ર કમળા ખમંત કે, કંથ હણી ધરણી ઢળે; કામનીને સંગે દુઃખ અનંતકે, ધારે તો નાથ ધ્રુજાવી દીએ; ક્ષણ માંહે રંગ બેરંગ કરંત કે, નરખળ નર પંડીતને; પાસ પડયા પછી કોઈક તજંત કે, તો પહેલાંથી આપ સંભારને; મત કરજો રમણીસું રમત કે, શિયળ અખંડીત સેવજોજી ॥ ૧૧ ॥ પર તણું રૂપ

જુવે શણગાર, પરશું ભોગવે ભોગ વિકાર કે, વચનશું રીઝવે ઓરને; ઓરને ચિંતવે ચિત્ત મોઝાર કે, આળ દેવે શિર ઓરને; કુડ તણી કોથળી કપટ ભંડાર કે, કલેશ કાળની કુંપલી; રમણીએ મુરછીઓ સરવ સંસારકે, સ્વાર્થ દેખે અશીજનો; નારીએ વિનાશીઓ નિજ ભરથારકે, કંપીલાને સંભારજો; નારીના અવગુણનો નહીં કાંઇ પારકે, એકહી જીભે કેટલા કહું, નારીનો નેહ જેહવો લીંપણ છારકે, **શિયળ અખંડીત સેવજોજી ॥ ૧૨ ॥** કામ કશાલીઆ લોપે જીકાર, કુલ તણો કેડે ઉડાડદે છારકે, ઉલટું વદે મદશું છકી; ઉંચ છોડી કરે નીચ આચારકે, વિરસે તો વાઘણથી બૂરી; એહ જગ ચિત્તની ચોરણહારકે, છળછિદ્ર જોવંતી ફરે; કાયકટકમાં નાયક નારકે, લોચન બાણ વરસાવતી; લટકતી વેણી જાણે તીખી તરવારકે; લાખખો ગમે આગે લુટીઆ; અરણીકાદિકને આદ્રકુમારકે, એવા મુનીવર મોટકા; તેનો સંજમ ધન લીઓ ધુતારકે, નરકદીવડી જિનવરે કહી; નારીનો સંગ તજો વારોવાર કે, **શિયળ અખંડીત સેવજોજી ॥ ૧૩ ॥** સઘળી નારી સરખી નહીં હોય, પુરૂષ ભલા સહુ મતી કહો કોયકે, નારી જસું પુરૂષને જાણજો; આપણા અવગુણ જાણજો શોયકે, શેવ્યાં વિષય હોનુ ભુંડાં; શિયળથી શિવપુર હોનુંને હોય કે, તો નારીને લંછન કેમ ચઢે; પુરૂષ સરવે સુલક્ષણા હોય કે, તો વાજંત તાલી કેણી વિધે; એક હાથે નવી વાજે કોયકે, પુરૂષ કેઇ પરનાર શું, શેવી કુશિયળને ભવ ગયા ખોય કે, જો

પાપ ઉદે સેવે એણું ભવે; તો રાજા લુંટે ધન શુળી દીયે પરોય કે, પરભવમાં દુઃખ ભોગવે; એ સમો પાપ બીજો નહી કોય કે, શિયળ અખંડીત સેવજોજી ॥ ૧૪ ॥

નારી કોઇ હુઇ શિયળવતી જાણ, શ્રી વીર જિણંદે કિયાં વખાણ કે, કષ્ટ પડચે કાયમ રહી; ચંદન બાળા ને ચેલણા જાણ કે, રાજેમતી વળી દ્રૌપદી; સુભદ્રા સતિને સીતા વખાણ કે, મયણરહા ને કમળાવતી; દવદંતી અંજના શિયળ પ્રમાણ કે, શ્રીમતી ને પદમાવતી; મૃગાવતી શુદ્ધ શિયળ પ્રમાણ કે, સતીયોનાં નામ કેટલાં કહું જૈન ધર્મ દીપાવ્યો રાખી કુળ કાણ કે, શુદ્ધ મને શિયળવ્રત આદરી; શુદ્ધ મને પાળી છે જિનવર આણ કે, ધન્ય છે તેહના તનને; શિયળને કાજે તજી દીઆ પ્રાણ કે, શિયળ અંખડીત સેવજોજી ॥ ૧૫ ॥

સુરતરૂ આંગણે ઉગ્યો સનૂર, ઉખેડી રોપિયો આક ધંતુર કે, હસ્તી સાટે ખર ગ્રહે; રત્નચિંતામણી નાખ દે ધૂળ કે, કાચ ગ્રહે કુમતે કરી; વિષ્ટામાં મુખ ઘાલે ભુસુર કે, કણશરી કરને છોડને આંબા ધરાખને છોડી ખજુર કે, કાગ લીંબોળીમાં રતી કરે, જેમ વિશેષે ચોથું વ્રત હોવે દુર કે, અકલ વિના જીવ બાપડા; નરક નિગોદમાં હુઇ ગયા પુર કે, શાશ્વતા સુખની હોવે ચાહના; તો પાળો શિયળ નારીને તજી દૂર કે, શિયળ અખંડીત સેવજોજી ॥ ૧૬ ॥ ઇતિશ્રી શિયળની સોળ કડા સંપૂર્ણ ॥

## મનપંખીની સઝાય.

ધમણ તો ધમતી રહી ને, બુઝ ગયા અંગારરે; એરણ ઠમકો રહી ગયો પછી, ઉઠ ચલ્યો લુવારરે; મનપંખીયા માં પડીશ પાંજરે, સંસાર માયા જાળરે; ( એ આંકણી ) ॥ ૧॥ માત પીતા સુત બંધવા ને, ઓર સહુ પરીવારરે; તે પણ ઉભા જોયશે તુંને, પકડી જાશે કાળરે ॥ મન૦ ॥૨॥ મેઢીથી પ્રાણીને હેઠો ઉતાર્યો, ભાઇ મલ્યા ચારરે; નાડી દેખીને વિલખા હુઆ પછી, પડી રહી પોકારરે ॥ મન૦ ॥ ૩ ॥ આછી ધોતી તુંજનેરે, આણી દેશે ઓઢાડરે; ખોખરી હાંલ્લી આગે ચમકે, પીછે સહુ પરીવારરે ॥ મન૦ ॥ ૪ ॥ સીમ લગે તો સાજન ચલે, શેરી લગે સગી માયરે; ઘરની નારી ઘર રહી તારો, જીવ એકલડો જાયરે; મન૦ ॥૫॥ જઈ મુકયો સ્મશાન કાંઠે, ઉપર ખડકયો ભારરે; ખોરી ખંખોરી એમ બાળે જેમ, લોહું ગાળે લુવારરે; મન૦ ॥ ૬ ॥ ઘરે ઘોડા હાથીઆને, સોનેરી પલાણરે; વાલમ તારા વેગળા હોશે પછી, સુનો બળે મશાણરે ॥ મન૦ ॥ ૭ ॥ માત પીતા તારાં સદાય ઝુરે, બેનડી દસ માસરે; કામની દીન તેર ઝુરે પછી, ઓર હુંઢે ઘરવાસરે ॥ મન૦ ॥ ૮ ॥ ધાયો ધોડી ગયો મેલી, સુતો ખુંટી તાણરે; પાઉગલો ઘડી ચાર રહ્યો તું તો, અરિહંત નામ સંભારરે ॥ મન૦ ॥ ૯ ॥ પાણી પહેલી પાળ બાંધે, તે નર ચતુરસુજાણરે; ઘર લાગે ને કુવો ખોદાવે, ને મુરખ અજાણરે ॥ મન૦ ॥ ૧૦ ॥ એવું જાણી ચેતો પ્રાણી, કરો દયા ધર્મ સારરે; કહેત કવિજન ચેતજો ભાઇ, આખર ધર્મ આધારરે ॥ મન૦ ॥ ૧૧ ॥ ઇતિ સંપૂર્ણ ॥

# આંખો બંધ કરીને ના દોડો. ભાઇ !

દોડતાં દોડતાં પંથ કપાય તો, જુઓ ઘાંચી ઘર ઉંટ;
દિન સામે દોડતો હીંડે, થાકી જાવે ત્રટ—
હો સમજુ ! જ્ઞાન-નયન નિજ ખોલો ! ૧

' કરણી પાર ઉતરણી ' કહીને, જગને જૂઠ સમજાવે;
જ્ઞાન રહિત જેમ રાત અંધારી, પરમારથ કેમ પાવે ?—
હો સમજુ ! જ્ઞાન-નયન નિજ ખોલો ! ૨

સાઠ સહસ્ત્ર વર્ષનો તાપસ, ' બાલ તપસ્વી ' કહિયો;
દેવપણામાં જ્ઞાન જો પામ્યો, તો ભવ એક જ રહિયો—
હો સમજુ ! જ્ઞાન—નયન નિજ ખોલો. ૩

જ્ઞાનસહિત જે ક્રિયા કરે તે, હોય કલ્યાણને કાજે;
એકાંત જ્ઞાન તણો આરાધક, નિજ ગુણમાં નિત રાજે—
હો સમજુ ! જ્ઞાન નયન નિજ ખોલો ! ૪

સૂત્ર—રહસ્યને સમજી શાણા, કરો ક્રિયા ભલે સાચી;
બોધિબીજ વિણ ગદ્ધામજુરીમાં, મત રહેજો કોઇ રાચી-
હો સમજુ ! જ્ઞાન-નયન નિજ ખોલો ! ૫



# શિર સાટે સત્ય આચરો !

ટેક મ મૂકો રે, ધરિયે ધર્મ વિવેક કે સત્ય ન ચૂકો રે, (ટેક).
સત્ય થકી સહુ જન સનમાને, પ્યારા મારા! ધ્યાન ધરે ધરણિંદો;
સૌમ્ય વદન સુધારસ વરસે, હિમકરણ જેમ ચંદો રે— ટેક૦ ૧
સત્યવાચક લાયક નર જગમાં, પ્યારા મારા! દાયક બુદ્ધિ નિધાન;
પદ પદ સંપદ નવનિધિ પામે, મહિમા મેરૂ સમાન રે— ટેક૦ ૨
દૂધ સરિખી કીરતિ પ્રસરે, પ્યારા મારા! જગમાંહી જશનો ડંકો;
વૈરી તો વનવાસે નાસે, વાળ ન હોવે બંકો રે— ટેક૦ ૩
સત્ય થકી સહુ જગ વશ થાવે, પ્યારા મારા! અહોનિશ એહને ધ્યાવે;
સુર નર પંડિત શીશ નમાવે, ઇન્દ્ર આપે ગુણ ગાવે રે— ટેક૦ ૪
સત્ય પુરૂષે પ્રતિજ્ઞા પકડી, પ્યારા મારા! પ્રાણ જતાં નવિ મૂકે;
ચાતુર ટેક ધરી ઘન-જળથું, અન્ય ઉદકથી નવ ઢૂકે રે— ટેક૦ ૫
મીન મરાળ સરોવર મેલી, પ્યારા મારા! છિલર દીલમાં ન આણે;
સત્યવાદી તેમ ટેકને વેકી, મૃષાવાદ ન ટાણે રે— ટેક૦ ૬
શૂર સુભટ સંગ્રામે સનમુખ, પ્યારા મારા! આયુધ યુદ્ધ મચાવે;
પ્રાણુની હાણ ગણે નહિ મનમાં, ચરણ પાછા નવિ દાવે રે—ટેક૦ ૭
રણમાં શૂર સંસારે ઘણા છે, પ્યારા મારા! કોઇ ન સત્યને તોલે;
કષ્ટ પડે કાયરતા ના'ણે, બોલી વચન નવી ડોલે રે— ટેક૦ ૮
ગજસુકુમાર મુનીશ્વર મ્હોટા, પ્યારા મારા! ટેકથી ધ્યાન જ ધરિયા;
અગ્નિદહન સહન કરીને, શિવરમણીને વરિયા રે— ટેક૦ ૯
હર્ષ ધરી હરિશ્ચંદ્ર નરેસર, પ્યારા મારા! કષ્ટ સહ્યાં સત્ય માટે;
તાત ટેક રાખણ રઘુરાયા, પરવરિયા વન વાટે રે— ટેક૦ ૧૦

એમ અનેક નર ટેક ગ્રહીને, પ્યારા મારા ! ગ્રાહક ધર્મ સધીર;
સત્ય–સુધારસ–સ્વાદમાં લીના, જ્યું વન કોયલ કીર રે— ટેક૦ ૧૧
કુંજનમેં કરિ કેલિ કરંતા, પ્યારા મારા ! આરામે અહોનિશ;
જલ માંહી મીન, મરાળ સરોવર, મુક્તિધ્યાને મુનીશ રે—ટેક૦ ૧૨
તિમહી જ સત્ય–સુગંધે રસીયા, પ્યારા મારા ! કસિયા શીલ—કછોટા;
મનમથ મથન કરી મન જીત્યું, મહિમંડળમાં મોટા રે—ટેક૦ ૧૩
વસુ વસુધાપતિ વસુધા વદિતો, પ્યારા મારા ! સત્યવાદી તે સમે તો;
અસત્ય વચન ઉચ્ચાર કર્યાથી, સાતમી પૃથ્વિ પહોતો રે—ટેક૦ ૧૪
કમલપ્રભા ગણિ ગુણનો દરિયો, પ્યારા મારા ! મન–માતંગે ચ્હડીઓ;
વિપરીત વચન પ્રરૂપ્યો ભારી, ભવ,–અટવી રડવડીયો રે–ટેક૦ ૧૫
અસત્યથી અવગુણ અનંતા, પ્યારા મારા ! ગુણ સરવે જાય ઉડી;
સત્ય વિવેકના ટેકને છેકી, ગયા દુઃખ દરિયે બૂડી રે—ટેક૦ ૧૬
સત્ય--સરોવર સમતા--જળમાં, પ્યારા મારા ! કેલિ કરો મન ભાવે;
આતમ અંતર નિર્મળ થાવે, કર્મ મલીન મળ જાવે રે—ટેક૦ ૧૭

સ્વર્ગસ્થ શ્રી ખોડાજી સ્વામી.

---

## ॥ નિંદ્રાની સઝાય ॥

નિદ્રડી વેરણ હુઇ રહી, કીમ કીજે હો સા પુરૂષ નિદાનકે ॥ ચોર ફરે ચિહું પાસથી, કિમ સૂતા હો કાંઇ દિનને રાત કે ॥ નિ૦ ॥ ॥ ૧ ॥ વીર કહે સૂણો ગોયમા, મત કરજો હો એક સમય પ્રમાદ કે ॥ જરા આવે યૌવન ગલે, કિમ સૂતા હો કાંઇ કવણ સવાદકે ॥ નિ૦ ॥ ૨ ॥ ચઉદ પૂરવધર મુનિવરા, નિદ્રા કરતા હો ગયા નરક નિગોદ કે ॥ અનંતો અનંત કાલ તિહાં રહે, ઇમ બગડે હો, કાંઇ ધરમનો મોદકે ॥ નિ૦ ॥ ૩ ॥ જોરાવર ઘણા, જાલમી, યમ

રાજા હો કાંઇ સબલ કરૂરકે ॥ નિજ સેન્યા લઇ ચિહું દિશે, કિમ જાગતા હો નર કહિયે શૂર કે ॥ નિ૦ ॥ ૪ ॥ જાગતડાં ગંજે નહિ ॥ છેતરાયે હો નર સૂતો નેટકે ॥ સૂતારીણી પાડા જણ્યા, કિમ કીજે હો શા પુરૂષની ભેટકે ॥ નિ૦ ॥ ૫ ॥ શ્રી વીરે ઇમ ભાખીયું, પંખી ભારંડ હો ન કરે પરમાદ કે ॥ તેહ તણી પરે વિચરજો, પરિહરજો હો ગોયમ પરમાદ કે ॥ નિ૦ ॥ ૬ ॥ વીર વચન ઇમ સાંભળી, પરિહરિયો હો ગોયમેં પરમાદ કે ॥ લીલા સુખ લાધ્યાં ઘણાં, થીર રહિયો હો જગમાં જસવાદ કે ॥ નિ૦ ॥ ૭ ॥ નિદ્રડી મત આણજો હો, સૂઇ રહેજો હો સાવધાન કે ॥ ધ્યાન ધરમ હિયે ધારજો, ઇમ ભાખે હો મુનિ કનક નિધાન કે ॥ નિ૦ ॥ ૮ ॥

---

## ॥ વણઝારાની સજઝાય ॥

॥ નરભવ નયર સોહામણું ॥ વણઝારા રે ॥ પામીને કરજે વ્યાપાર ॥ અહો મોરા નાયકરે ॥ સત્તાવન સંવર તણી ॥ વ૦ ॥ પોઠી ભરજે ઉદાર ॥ અ૦ ॥ ૧ ॥ શુભ પરિણામ વિચિત્રતા ॥ વ૦ ॥ કરિયાણાં બહુ મૂલ ॥ અ૦ ॥ મોક્ષનગર જાવા ભણી ॥ ॥ વ૦ ॥ કરજે ચિત્ત અનુકૂલ ॥ અ૦ ॥ ૨ ક્રોધ દાવાનળ ઓલવે ॥ વ૦ ॥ માન વિષમ ગિરિરાજ ॥ અ૦ ॥ ઓલંઘજે હળવે કરી ॥ વ૦ ॥ સાવધાન કરે કાજ ॥ અ૦ ॥ ૩ ॥ વંશજાલ માયા તણી ॥ વ૦ નવિ કરજે વિશરામ ॥ અ૦ ॥ ખામી મનોરથ ભટ તણી ॥ વ૦ ॥ પૂરણનું નહીં કામ ॥ અ૦ ॥ ૪ ॥ રાગ દ્વેષ દોય ચોરટા ॥ વ૦ ॥ વાટમાં કરશે હેરાન ॥ અ૦ ॥ વિવિધ વીર્ય ઉલ્લાસથી ॥ વ૦ ॥ તે હણજેરે ઠાય ॥ અ૦ ॥ ૫ ॥ એમ સવિ

વિઘન નિ[illegible] ॥ વ૦ ॥ પહોંચજે શિવપુર વાસ ॥ અ૦ ॥ ક્ષયઉપસમ [illegible]ના ॥ વ૦ ॥ પોકે ભર્યા ગુણરાશ ॥ અ૦ ॥ ૬ ॥ ખાયક [illegible] તે થશે ॥ વ૦ ॥ લાભ હોશે તે અપાર ॥ અ૦ ॥ ઉતમ વસ્તુજ જે એમ કરે ॥ વ૦ ॥ પદ્મ નમે વારંવાર ॥ અ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ કાયા ઉપર સજઝાય ॥

॥ કાયારે વાડી કારમી, સીચંતારે સૂકે ॥ ઉઠ ક્રોડ રોમાવલી, ફલ ફૂલ ન મૂકે ॥ કા૦ ॥ ૧ ॥ કાયા માયા કારમી, જોવંતા જાશે ॥ મારગ લેજો મોક્ષનો, જીવડો સુખ પાશે ॥ કા૦ ॥ ૨ ॥ અરિહંત આંબો મોરીયો, સામાયિક થાણે ॥ મંત્ર નમસ્કાર સભારજો, સમકિત શુદ્ધ હાણે ॥ કા૦ ॥ ૩ ॥ વાડી કરો વિરતાં તણી, સત્રિ લોભ નિવારો ॥ શીલ સંયમ દોનું એકઠાં. ભલી પેરે પારો ॥ કા૦ ॥ ૪ ॥ પાંચ પુરુષ દેશાવરી, બેઠા એણી ડાલી ॥ ફળ ચુંટીને ચોરીઆં, ન કરી રખવાલી ॥ કા૦ ॥ ૫ ॥ ઇસુ વાડી એક સડકો, સુખ [illegible] બેઠો ॥ બહુત જતન કરી રાખીએ, જાતો કિણહી ન દીઠો ॥ કા૦ ॥ ૬ ॥ કાં ભોળપણે ભવ હારિયો, મતી મોડી સંભાલી ॥ રત્ન ચિંતામણિ સારીખી, કાંઇ ગાંઠ ન વાલી ॥ કા૦ ॥ ૭ ॥ રત્ન તિલક સેવક ભણે, સુણો જો વનમાલી ॥ વાડ ભલી પરે પાળજો, કરજે ઢંગ વાલી ॥ કા૦ ॥ ૮ ॥

પર દેવો નહિ પૂજવા, સમકિત લીધું સાર;
બાધા લે નિજ દેવની,[1] એમાં દોષ અપાર ! ૧
જિવહિંસા કરવી નહીં, વ્રત પ્હેલું સ્વીકાર;
જીવઇ તોડે જીવની,[2] એમાં દોષ અપાર ! ૨
અસત્ય વચન ન બોલવું, વ્રત બીજું સ્વીકાર,
જૂઠ જણાવે સાનમાં,[3] એમાં દોષ અપાર ! ૩
અદત્ત વસ્તુ કોઇની, કરે ન અંગીકાર;
ભુલથી આવ્યું ગોપવે,[4] એમાં દોષ અપાર ! ૪
નિજ દારા સંતોષીને, પર દારા પરિહાર;
વધુ ઇચ્છા વરવા વધૂ,[5] એમાં દોષ અપાર ! ૫
પરિગ્રહને સંકોચવા, નીમ કીધો નિર્ધાર;
તણાય તૃષ્ણા–નીરમાં, એમાં દોષ અપાર ! ૬

---

૧ તીર્થંકર દેવની બાધા લેવી અગર ગચ્છાધિપતિની પાટે રૂપિયા મૂકવાની બાધા લેવી એ મિથ્યાત્વ છે; એને 'લોકોત્તર ધર્મગત મિથ્યાત્વ' કહેવાય છે. ૨ કોઇ મનુષ્યનો ધંધો તોડી નાખવો—ત્હેના પેટ ઉપર પગ મૂકવો એથી પહેલા વ્રતને મ્હોટો દોષ લાગે છે. ૩ મૂખથી જૂઠું ન બોલે પણ ઇસારામાં સમજાવે તે. ૪ ભૂલથી આવેલી વસ્તુ ત્હેના માલેકને નહિ આપતાં રાખી લેવી અગર લ્હેણા ઉપરાંત દેણદારે ભૂલથી આપેલી વધારે રકમ જાણીબુઝીને રાખી લેવી તે. ૫ પરસ્ત્રીની બાધા છે પણ પોતે વધારે સ્ત્રીઓ પરણે તો તે 'નવીન સ્ત્રીઓ' પરસ્ત્રી ન ગણાય એમ સમજી વધારે સ્ત્રીઓ પરણવાથી ત્હેનું મન શિયળસંતોષી નહિ થતાં અહોનિશ ભટકતું રહે છે.

[1]જીંદગી સુધી રોકવી, ક્રિયા આશ્રવ દ્વાર;
હદ રાખે અતિ મોકળી, એમાં દોષ અપાર ૭
પંદર કર્માદાનોના, ત્યાગ કીધા વેપાર;
ધારે દ્રવ્ય કમાઇને, એમાં દોષ અપાર ; ૮
કરી અનર્થા દોષથી, છાંડયા ચાર પ્રકાર;
[2]પંચાતો પરની કરે, એમાં દોષ અપાર ! ૯
સમતા જળમાં ઝીલવા, કર્યું સમાયિક સાર;
કષાય—કાદવમાં ખુંચે, એમાં દોષ અપાર. ૧૦
સાધુ સમ દીન એકનું, દિસાવગાસિક સાર;
ઇચ્છા ઉત્તમ આરની, એમાં દોષ અપાર ! ૧૧
નિજ આતમને પોષવા, પોષધ કીધો સાર;
તન પોષે સુખે સુઇ, એમાં દોષ અપાર ! ૧૨
[3]અન્નોદક વ્હોરાવિયાં, સાધુને ધરિ પ્યાર;
ન્યુનાધિકપણું તેવડે, એમાં દોષ અપાર. ૧૩
તજી ત્રયોદશ દોષ એ, વળિ બીજા અતિચાર;
'મોતી' મળવા મોક્ષપદ, સ્વીકારો વ્રત બાર. ૧૪

૧ આ છઠ્ઠું વ્રત આશ્રવક્રિયા રોકવા સારૂ જીંદગીપર્યંતનું છે અને દસમું વ્રત એક અહોરાત્રિનું છે તેથી દસમા વ્રત કરતાં આ વ્રતમાં દિશાઓનું પરિમાણ લાંબુ ધારવાનું છે ખરૂં, પરન્તુ અત્યંત લાંબું ધારવું નહિ. ૨ પારકી પંચાયત કરવામાં આત્મક્લેશ થવા સંભવ છે. ૩ આ સાધુ મ્હારા ગુરૂ છે—આ નથી, આ સાધુ વિદ્વાન છે—આ નથી, એવા વિચારોથી એકને ઉત્તમ અને બીજાને હલકો આહાર વ્હોરાવવો નહિ.